| | જાણુ નહી. |
|---|---|
| વયસા, કાયસા. | વચનનેકાયાએ કરી. |
| તે માહિ રહિને. | તે હદમાંહે રહિને. |
| એગવિહં તિવિહેણં.* | એક કરણ ત્રણ યોગે કરી. |
| નકરેમિ. | નકરૂ (પાંચ આશ્રવ શેવું નહી.) |
| મણસા વયસા કાયસા | મન વચન કાયાએ કરી. |
| એવા છઠા દિસિવેરમણ વ્રતના. | એ દિશાઓ નિવર્ત્તવાના વ્રતના. |
| પંચઅઇયારા. | પાંચ અતિચાર. |
| જાંણિઅવ્વા. | જાણવા પણ |
| નસમાયરિવ્વા. | આદરવા નહી. |
| તંજહા, તે આળોઊં. | તં૦ તે જેમ. તે૦ નિવારણ કરૂછું. |
| ઊર્ધ્વદિસિપ્પમાણાઇક્કમ. | ઉંચી દિશાની મર્યાદા ઉલં |

* એગવિહં તિવિહંગ એટલે એક કરણ ત્રણ યોગના પચખાણ વાળાએ હદ છોડી આગળ જવાય નહી. વળી મનમાં ધરાય પણ નહી કે હું જાઉ. તેમજ વચને એટલે મોહોડે જવાનું બોલાય પણ નહી. અને કાયાએ કરી જવાની સંજ્ઞા પણ કરાય નહી. પણ પોતાના દીકરા અથવા ગુમાસ્તા અથવા ભાગીઆને મોકલવમાં બાદક આવતા નથી.

| | |
|---|---|
| મ્મે ॥૧॥ | ગીને અધિકુજાયતો પાપ લાગે. |
| અધોદિશિપ્પમાણાઈક્કમ્મે. ॥ ૨॥ | નીચી દીશાની મર્યાદા ઊલંગીને જાય તો પાપ લાગે |
| તિરિયદિશિપ્પમાણાઇક્કમ્મે. ॥ ૩ ॥ | જમીન અને પાંણીની બાઘેલી મર્યાદા ઉલંગેતો પાપ લાગે. |
| ખેત્તવુઢ્ઢી. ॥૪॥ | ચારે દિશાના ગાઊ એકઠા કરી એક દિશાએ જાઅ તો પાપ લાગે. |
| સઈઅંતર ધાએ. ॥ ૫। | સંદેહ પડયા છતાં આઘો જાયતો દોષ લાગે. |
| તસ્સમિચ્છામિ દુક્કડં. ॥૬॥ | તેછઠ્ઠાવ્રત સબંધી જે કાંઇ પાપ દોષ લાગ્યો હોય તે નિવારણ હજો. |

---

## સાતમુ વ્રત.

| | |
|---|---|
| સાતમુ વ્રત., | સાતમુ વ્રત. |
| ઊવભોગ, પરિભોગવિહં. | ઉ૦ એક વખત જે ભોગવ્યું તે અન્ન વીગરે. ૫૦ જે ચીજ વારંવાર ભોગવ્યામાં આવે તે ઘરેણાં લુ- |

| | ઘડાં તથા સ્ત્રી આદિક. |
|---|---|
| પચ્ચખાય માણિ. | પચખાણ કરતો થકો. |
| ઊલ્લણિયાવિહં. ॥૧॥ | દીલ લુહવાનો અંગુચો તેની ગણત્રી કરવી. |
| દંતણવિહં. ॥ ૨ ॥ | દાતણની ગણત્રી કરવી. |
| ફળવિહં. ॥ ૩॥ | વ્રક્ષ વીગરેના ફળની ગણત્રી કરવી. |
| અભગણંવિહં. ॥ ૪॥ | તેલ વીગરે ચોળવાની ચીજનું અનુમાન કરવું |
| ઊવટ્ટણ વિહં ॥ ૫॥ | પીઠી વીગરેનું અનુંમાન કરવું |
| મંજણવિહં. ॥ ૬॥ | નાહાવા અથવા અંઘોળ કરવાના પાણીનું અનુંમાન કરવું. |
| વથ્થવિહં. ॥ ૭॥ | વસ્ત્ર વીગેરેની ગણત્રી કરવી. |
| વિલેવણવિહં. ॥૮॥ | ચંદન સુખડ આદિકનીનું અનુમાન કરવું. |
| પુફ્ફવિહં. ॥ ૯॥ | ફુલ વીગરેનું અનુમાન કરવું |
| આભરણવિહં ॥ ૧૦॥ | ઘરેણા ગાંઠા વીગરેનું અનુમાન કરવું. |
| ધૂપવિહં. ॥ ૧૧॥ | અગરબત્તી વીગરે ધપનું અનુમાન કરવું. |
| પેજજવિહં ॥ ૧૨ ॥ | ઔષધ, ચાહ, બુંનદાણા |

| | |
|---|---|
| | વીગરે કાવો પીવાનું અ-નુમાન કરવું- |
| ભખાણવિહં. ॥ ૧૩ ॥ | સૂખડી વીગરેનું અનુમાન કરવું. |
| ઊદનવિહં. ॥ ૧૪ ॥ | લાસુ ધાનનું અનુમાન ક-કરવું. |
| સૂપવિહં. ॥ ૧૫ ॥ | કઠોળધાનનું અનુમાન કરવું. |
| વિગયવિહં. ॥ ૧૬ ॥ | દુધ, દહી, ઘી, ગોળ. તેલ વીગરેનું અનુમાન કરવું. |
| શાકવિહં. ॥ ૧૭ ॥ | લીલા શાક ભાજી વીગરેનું પ્રમાણ કરવું. |
| માહુરવિહં. ॥ ૧૮ ॥ | વેલ ફળ વીગરેનું અનુમા-ન કરવું. |
| જમણવિહં. ॥ ૧૯ ॥ | સુકા શાક વીગરેનું અનુમા-ન કરવું. |
| પાણિવિહં, ॥ ૨૦ ॥ | પીવા તથા નાહાવા ધ્રો-વાના પાણી વીગરેનું પ્રમાણ. |
| મુખવાસવિહં. ॥ ૨૧ ॥ | સોપારી લવિંગ વીગરે,નુ અનુમાન. |

| | |
|---|---|
| વાહનવિહં. ॥ ૨૨ ॥ | ગાડી, ઘોડા, રથ, હાથી, નાવ, વાહાણ વીગરેનું પ્રમાણ ધારવું. |
| વાહનિવિહં ॥ ૨૩ ॥ | પગેપેહેરવાનાં પગરખાં વીગરેની ગણત્રી કરવી. |
| સયણવિહં. ॥ ૨૪ ॥ | પાટય પાટલા, બાજોઠ, સુવાની સજ્યા વીગરેની ગણતીનું પ્રાગણ કરવું. |
| સચિત્તવિહં. ॥ ૨૫ ॥ | સચિત ચીજ ખાવાનું અનુમાન કરવું. |
| દવ્વવિહં. ॥ ૨૬ ॥ | જે વસ્તુ મુખમાં જુદા સ્વાદને અર્થે નાંખવી તેનું અનુમાન ધારવું. |
| ઈત્યાદિકનું યથા પરિમાંણ કીધું છે. | એ શાવાય મીઠું, હિંગ ગુંદર વીગરેની મર્યાદા ધારવી તેમ કરે નહી તોપણ ઉપરના દ્રવ પચખાણમાં એ વાત આવી જાયછે. |
| તે ઉપરાંત ઉવભોગ. પરિભોગ. | ઉ૦ ઉપરના દ્રવો મધે જે જે દ્રવ ધારયા હોય તે ઉરાત એક વખત જે ભો- |

| | |
|---|---|
| | ગવ્યું તે. પ૦ વારંવારજે ચીજ ભોગાવવાની છે તે. |
| **ભોગનિમિત્ત.*** | ભોગને બાહાને. |
| **ભોગવવાનાં.** | ભોગવવાનાં. |
| **પચખાણ.** | પચખાણ. |
| **જાવજીવાએ.** | જીવું ત્યાંહાં સુધી. |
| **એગવિહં, તિવિહેણ.** | એ૦ એક કરણ. ત્રિ૦ ત્રણ યોગે કરી. |
| **નકરેમિ.** | ભોગવું નહી. |
| **મણસા, વયસા, કાયસા.** | મન વચન કાયાએ કરી. |
| **એવા સાતમા.** | એવા શાતમા. |
| **ઉવભોગ, પરિભોગ.** | ઉ૦ એક વખત જે ભોગવ્યું તે. પ૦ વારંવાર જે ચીજ ભોગવવાની છે તે. |
| **દુવિહે, પન્નત્તે, તંજહા.** | દુ૦ બે પ્રકારે. પ૦ કહ્યા. તં૦ તે જેમ. |
| **ભોયણાઊય. ॥ ૧ ॥** | ભોજન સબંધી અતિચાર. |
| **કમ્મઊય. ॥ ૨ ॥** | વ્યપાર સબંધી અતિચાર. |

× ભોગ નિમિત્તે ભોગવવાનાં પચખાણ કરયા હોયતો રોગને અર્થે ઔષધીમાં વાપરવાનો આગાર ઈઆ છુટી રેહેછે.

| | |
|---|---|
| ભોયણાઉય, સમણો વાસએણં. | ભો૦ ભોજનના. સ૦ શ્રા૦ વકને. |
| પંચ અઈયારા. | પાંચ અતિચાર. |
| જાણિયવ્વા. | જાણવા. પણ |
| નસમાયરિયવ્વા. | આદરવા નહી. |
| તંજહા, તે આલોઉં. | તં૦ તે જેમ. તે૦ તે નિવારણ કરૂ છું. |
| સચિત્તાહારે. ॥ ૧ ॥ | સચિત્તનાં પચખાણ હોય ને તે શરત ચુકથી ખાયતો દોષ લાગે. |
| સચિત્ત પડિબુદ્ધાહારે. ॥ ૨ ॥ | વડ વીગરે ઝાડોથી ગુંદર ઉખેડી ખાયતો દોષ લાગે |
| અપ્પોલિઓ. સહીભખણયા. ॥ ૩ ॥ | તાત્કાળની વાટેલી ચીજમાં જીવના પ્રદેશ રહી ગયા હોય તે ખાધાથી દોષ લાગે છે. |
| દુપ્પોલિય સહી ભખણયા. ॥ ૪ ॥ | જે ચીજ પુરી અગ્ની લાગી પાકેલી નહોય તે ખાધાથી દોષ લાગે. |
| તુછો સહી ભખણયા. ॥ ૫ ॥ | જે વસ્તુ તુચ્છ જેવી છે એટલે બોર, કોઠ, ગુંદાં વીગરે એવી હલકી ચીજો |

| | |
|---|---|
| | ખાધેથી દોષ લાગે. |
| કમ્મણીણં, સમણોવાસ· એણં. | ક૦ વ્યપારના. સ૦ શ્રાવકને |
| પન્નરસ્સ,કમ્મા,દાણઈ, | ૫૦ પંદર. ક૦ કર્મ. દા૦ આવવાના સ્થાનક. |
| જાણિયવ્વા. | જાણવા.પણ |
| નસ માયરિયવ્વા. | આદરવા નહી. |
| તંજહા, તે આળોઉં. | તં૦ તે જેમ તે૦ તેનિવારણ કરૂ છું. |
| ઈંગાલકમ્મે.॥૧॥ | જે વ્યપારના કામમાં અગ્ની સળગાવવીપડે તે લુહાર વીગરેનો તથા કોયલા વેચવાનો વ્યપાર કરે તો દોષ લાગે. |
| વણકમ્મે.॥૨॥ | ઝાડ વક્ષ કપાવવાનો વ્યપાર કરેતો દોષ લાગે. |
| સાડીકમ્મે.॥૩॥ | ગાડાં ગાડી વેચવાનો વ્ય-પાર કરેતો દોષ લાગે. |
| ભાડીકમ્મે.॥૪॥ | ગાડાં ગાડી બળદ ઉંટ ઘોડા વીગરેના ભાડાનો વ્યપાર કરેતો દોષ લાગે. |
| ફોડી કમ્મે.॥૫॥ | ધરતીના પેટ ફોડયા નોવ્ય- |

| | |
|---|---|
| | પાર કરેતો દોષ લાગે. |
| દંતવાણિજ્જે..॥૬॥ | દાંતનો વ્યપાર કરેતો દોષલગે |
| કેસવાણિજ્જે.॥૭॥ | વાળ વીગરેની ચમરીઓ બનાવવાનો વ્યપાર કરેતો દોષ લાગે. |
| રસવાણિજ્જે ॥૮॥ | હરકોઈ જાતના રસ કરાવી વેચવાનો વ્યપાર કરેતો દોષ લાગે. |
| લખવાણિજ્જે. ॥૯॥ | લાખનો વ્યપાર કરેતો દોષ લાગે. |
| વિષવાણિજ્જે. ॥૧૦॥ | ઝેરી ચીજનો વ્યપાર કરેતો દોષ લાગે. |
| જંતુપીલણકમ્મે.॥૧૧॥ | ઘાણી, કોલ, કપાસના ચરખા વીગરે પીલવાનો વ્યપાર કરેતો દોષ લાગે. |
| નીલંછણકમ્મે.॥૧૨॥ | વાછડા વીગરેને ખાશી કરી બળદ બનાવવાનો વ્યપાર કરેતો દોષ લાગે. |
| દવગ્ગિદાવણયા. ॥૧૩॥ | દાવાદળ અગ્ની લગાડેતો દોષ લાગે |
| સર, દહ, તલાગ, પરિસોસણયા. ॥૧૪॥ | સ૦ શરોવર. દ૦ કુવા. ત૦ તળાવ વીગરે પ૦ ગાળ- |

| | |
|---|---|
| | વાનો વ્યાપાર કરેતો દોષ લાગે. |
| અસઈ જણ પોસણયા ॥૧૫॥ | પશુ પક્ષી આદીકને પોષીને વેચવાનો વ્યપાર કરેતો દોષ લાગે. |
| તસ્સમિચ્છામિ દુક્કડં. ॥૭॥ | તે સાતમા વ્રતના પંદર કર્મા દાનના વ્યપારમાં તથા છત્રીશ બોલની ધા૰ રણા વીગરે ભોજનના પાંચ અતિચાર સબંધીમાં જે કાંઇપાપ દોષ લાગ્યો હોય તે નિવારણ હજો. |

................................

આઠમૂ વ્રત.

| | |
|---|---|
| આઠમૂ વ્રત. | આઠમૂ વ્રત |
| અનર્થા દંડનું, વેરમણં. | અ૰ વગર સ્વાર્થે બોલવુ તેથી પાપ બંધાય તે વે૰ નિવર્ત્તવું |
| ચઉવિહે, અનર્થાદંડે. | ચ૰ ચાર પ્રકારે અ૰ વ ગર સ્વાર્થે |
| પન્ન,ત્ત તંજાહા | પ૦ કહ્યા તં૰ જેગ છે તેમ |

| | કહેછે |
|---|---|
| અવજ્ઝાણા ચરિયં.॥૧॥ | અર્થ વિના આર્ત્ત ધ્યાન ધાવું નહી તે |
| પમાયા ચયિયં.॥ ૨ ॥ | ઘી તેલ વીગરેનાં વાસણો ઉઘાડાં મુકયાં હોય તે |
| હંસપ્પયાણં॥ ૩ ॥ | જે શહસ્ત્રવડે હિસ્સા થઇ શકે તેવાં શસ્ત્ર કોઇને આપવા તે |
| પાવકમ્મો,વએસં.॥૪॥ | પા૦પાપ કર્મના વ૦ ઉપ દેશ દેવા તે |
| એહવા અનર્થા દંડશી-વવાનાં પચખાણ. | એ ચાર પ્રકારના અનર્થા દંડ શેવવાના પચખાણ |
| જાવજીવાએ. | જીવું ત્યાંહાં સુધી |
| દુવિહં, તિવિહેણં. | દુ૦ બે કરણ તિ૦ ત્રણ યોગે કરી |
| નકરેમિ, નકારવેમિ. | ન૦ (અઢાર પાપ સ્થાન કરૂપ) અનર્થાદંડ શેવું નહી ન૦ અન્ય પાસે શેવરાવું નહી |
| મણસા, વયસા,કાયસા. | મ૦ મન વ૦ વચન કા૦ કાયાએકરી |
| એહવા આઠમા અન- | એવા આઠમા વગર સ્વાર્થે |

| ધોદંડ. | બોલવાથી. |
|---|---|
| વેરમણ વ્રતના | નિવર્ત્યો તે વ્રતના, |
| પંચ અઈયારા. | પાંચ અતિચાર. |
| જાણિયવ્વા, | જાણવા પણ |
| નસમાયરિયવ્વા, | આદરવા નહીં. |
| તંજહા, તે આળોઊં | તં૦ તે જેમ. તે૦ તે નિવારણ કરૂંછું. |
| કંદપ્પે ॥ ૧ ॥ | કામાતુર કરવાની વાતો બોલે તો દોષ લાગે. |
| કુકુઈએ. ॥ ૨ ॥ | મોહોડેથી ખોટી ચેષ્ટા કરે તો દોષ લાગે. |
| મોહરિએ ॥ ૩ ॥ | આળપંપાળ અથવા જેમ તેમ બોલે તો દોષ લાગે. |
| સંજુત્તાહિગરણે. ॥૪॥ | જે વસ્તુથી પાપ થાય તે વસ્તુ સમરાવે તો દોષ લાગે. |
| ઊવભોગ, પરિભોગ અઈરત્તે. ॥ ૫ ॥ | ઉ૦ જે વસ્તુ એક વખત ભોગવવામાં આવે તે પ૦ જે વસ્તુ એની એજ વારંવાર ભોગવવામાં આવે તે અતિશે ચાહાયનાથી ભોગવી હોય. |

| | |
|---|---|
| નસ્સમિચ્છા મિદુક્કડં. ॥૮॥ | તે આઠમા અનર્થાદંડ વ્રત સબંધી જે કાંઈ પાપદોષ લાગ્યો હોય તે નિવારણ હજો. |

---

## નવમૂ વ્રત.

| | |
|---|---|
| નવમૂ સામાયક વ્રત. | નવમૂ. સામાયક કરવાનું વ્રત |
| સાવજ જોગનુ, વેર-મણં. | સા૦ પાપનો વ્યપાર કરવાથી વે૦ નિવર્ત્તવું. |
| દુવિહં તિવિહેણં. | બે કરણ ત્રણ જોગે કરી. |
| નકરેમિ, નકારવેમિ. | ન૦ કરૂ નહી સામાયકમાં (અઢાર પાપસ્થાનક શેવું નહી.) ન૦ કરાવું નહી. સામાયકમાં (અઢાર પાપ સ્થાનક શેવરાવું નહી.) |
| મણસા વયસા કાયસા. | મ૦ મન. વ૦ વચન. કા૦ કાયાએ કરી, |
| કરંતંનાણું જાણાઈ. | બીજા શેવતા હોય તે રૂડુ જાણવું નહી. |
| વયસા, કાયસા. | વ૦ વચન. કા૦ કાયાએકરી. |
| એહવી સદ્દહણા પરૂપ- | એવી શુધ મનવર્ત્તિએકરી. |

| | |
|---|---|
| ણાએ, | |
| સામાયકનો અવસર આવે સામાયક કરી- એ તેવારે ફસનાએ કરી સુદ્ધ. | પાઠ પ્રમણે- |
| એહવા નવમા સામા- યક વ્રતના, | એવા નવમા સામાયકવ્રતના. |
| પંચઅઈયારા. | પાંચ અતિચાર. |
| જાણિઅવા. | જાણવા. પણ |
| નસમાયરિઅવા. | આદરવા નહી. |
| તંજહા તે આલોઉં | તં૦ તે જેમ. તે૦ તે નિવા- રણ કરૂછું. |
| મણદુપ્પડિહાણે. ॥૧॥ | સામાયકમાં મન માઠું પર- વર્ત્તાવ્યું હોયતો દોષલાગે. |
| વયદુપ્પડિહાણે. ॥ ૨ ॥ | સામાયકમાં વચન પાપમાંહે પરવર્ત્તાવ્યું હોયતો દોષ લાગે. |
| કાયદુપ્પડિહાણે. ॥ ૩ ॥ | સામાયકમાં કાયા પણ પાપ માંહે પરવર્ત્તાવી હોયતો દોષ લાગે. |
| સમાઇયસ્સ સઈઅકર- ણાયએ. ॥૪॥ | સામાયક મેં કીધી કે નથીકીધી તે ઉપયોગ ઠામ રાખ્યો |

ન હોયતો પાપ લાગે.

સામાઇયસ્સ અણવટ્ઠિયસ્સ કરણઆએ. ॥ ૫॥

સામાયક પુરી થયા વિના પાળી હોય અથવા સામાયકમાં સાવજ્જ કર્મ કરી મન વચન કાયાનો જોગ સ્થિર રહ્યો ન હોય તો દોષ લાગે.

તસ્સમિચ્છામિદુક્કડં. ॥૬॥

તે સામાયક વ્રત સબંધી જે કાંઈ પાપ દોષ લાગ્યો હોય તે નિષ્ફળ હજો

---

દશમૂ વ્રત.

દસમું દેસાવગાંસીકવ્રત.

દસમુ દિશા ધારવાનું વ્રત.

દિન દિન પ્રતે પ્રભાત થકી

રોજ રોજ સ્વારથી.

પ્રારંભીને.

આરંભીને.

પુર્વાદીક; છદિસિ

પૂર્વ આદી લેઇને. ૭૦ છદિશાએ.

જેતલી ભૂમિકા મોકળી રાખીછે.

જેટલી જમીન વાપરવી ધારી છે.

તે ઉપરાંત સઇચ્છાએ.

તે ઉપરાંત પોતાની ઈચ્છાએ કરી.

| | |
|---|---|
| કાયાએ જઇને. પાંચ આશ્રવ સેવવનાં. પચખાણ. | જઇને( કાયાએ કરી. પેહેલું પ્રણાતિપાત. બીજુ અ્રખાવા,દ ત્રીજુ. અદ-ત્તાદાંન ચોથુ મૈથુન. પાં ચમું પરિગ્રહ. એ પાંચે આશ્રવ શેવવાના પચ-ખાણ. |
| જાવ અહોરનં. | અહો રાત્રી. |
| દુવિહં, તિવિહેણં. | દુ૦ બે કરણ. તિ૦ ત્રણ યોગે કરી. |
| નકરેમિ, નકારવેમિ. | ન૦ કરૂ નહી (પાંચે આશ્રવ શેવું નહી.) ન૦ કરાવું નહી (પાંચે આશ્રવ શે-વરાવું નહી). |
| મણસા, વયસા, કાયસા. | મ૦ મન. વ૦ વચન. કા૦ કાયાએ કરી. |
| કરંતં નાણું જાણાઇ. | બજા શેવતા હોય તે રૂડુ જાણવું નહી. |
| વયસા, કાયસા, | વ૦ વચન. કાયાએકરી |
| જેટલી ભૂમિકા મોક-ળી રાખીછે. | જેટલી જમીન વાપરવી ધા-રી છે. |
| તે માહી, જે દ્રવ્યાદિ- | તે૦ મોકલી રાખેલી જમીન |

| | |
|---|---|
| કની, મર્યાદા કીધીછે. | માં રહીને. જે૦ જેવસ્તુના નિયમની. ગ૦ હદ કીધી છે. |
| તે ઊપરાંત ઊવભોગ, પરીભોગ | તે૦ તે ઉપરાંત જેવસ્તુ એક વખત ભોગવાય તે. પ૦ જે વસ્તુ વારંવાર ભોગવાય તે. |
| ભોગ નિમિત્તે ભોગવવાનાં પચખાણ. | ભોગનેજ બહાને ભોગવવાનાપચખાણ. |
| જાવ અહોરત્તં. | અહો રાત્રી સુધી. |
| એગવિહં તિવિહેણં. | એક કરણને ત્રણ યોગે કરી. |
| નકરેમિ | કરૂનહી (તે દ્રવ્યાદિક ભોગવું નહી.) |
| મણસા,વયસા, કાયસા, | મ૦ મન. વ૦ વચન. કા૦ કાયાએ કરી. |
| એહવા દસમા દેસાવગાસીક વ્રતના | એવા દસમા દિશાંધારવાના વ્રતના. |
| પંચઅઇયારા. | પાંચ અતિ ચાર. |
| જાણિયવ્વા. | જાણવા પણ. |
| નસમાયરિવ્યવા. | આદરવા નહી. |
| તંજહા, તે આળોઊં. | તં૦ તે જેમ. તે૦ નિવારણ કરૂછું. |

| | |
|---|---|
| **આણવણ પઉગે. ॥૧॥** | બીજો માણસ પોતાના કામે જતો હોય તેની પાસે પોતે હદમાં રહીને કાંઈ મંગાવે તોપણ દોષ લાગે. |
| **પેસવણ પઓગે. ॥૨॥** | બીજાને મોકલીને મંગાવેનો દોષ લાગે. |
| **સદ્દાણુંવાએ ॥૩॥** | પોતે હદમાં રહીને બીજા હદ બહારના નેસાદ કરે તો દોષ લાગે. |
| **રૂવાણું વાએ. ॥૪॥** | પોતનું રૂપ ઊંચો નીચો થઇને દેખાડે તો દોષ લાગે. |
| **બહિયા પોગલ પખેવે** | જેણે બે કરણ ત્રણ યોગે પચખાણકરયાં હોય તે કાંકરકી નાખી કોઇને માંહે તેડાવાની સંજ્ઞા કરેતો દોષ લાગે. (પણ જેણે એક કરણ ત્રણ જોગે પચખાણ કરયાં હોય તેને બહારથી બીજાને કામ સારૂ બોલાવતાં દોષ નહી.) |
| **તસ્સમિચ્છામિ દુક્કડં.** | તે દસમાવ્રત સબંધી જે કાંઈ |

| ॥૧૦॥ | પાપ દોષ લપાતો નિવારણ હજો. |
|---|---|

## અગ્યારમુ. વ્રત.

| | |
|---|---|
| અગ્યારમું પોષધ વ્રત અસણં, પાણં. | અગ્યામું પોસાનું વ્રત. અ૦ અન્ન, ઔષધી. પા૦ પાણી. |
| ખાઈમં, સાઈમંનો પચખાણ. ॥૧॥ | ખા૦ મેવા, સુખડી. સા૦ મુખવાસના એ ચારે આહારના પચખાણ. |
| અબ્રહ્મનો પચખાણ.॥૨॥ | મૈથુન શેવવાના પચખાણ. |
| મણિસોવનનો પચખાણ.॥૩॥ | મણિ તથા સોનાનાં ઘરેણાં કે જે પોતાની મેળે ઉતારયાં ઊતરી શકે તે રાખવાનાં પચખાણ. |
| માલા,વનગ, વિલેવણનો પચખાણ.॥૪॥ | મા૦ કાષ્ટ પ્રમુખવંગ ગુળાળ. પ્રમુખ વરણ ગંધવી. સુખડ, ચંદન, વિલેપન, વિગેરે પાસે રાખવાના પચખાણ. |
| સથ્થ, મુસલાદિક, સવજ્જ જોગનો પચખાણ. ॥૫॥ | સ૦ પાંળી, કાતર, ચપ્પાં વીગરે. મુ૦ આયુદ્ધની લાકડી, સા૦ પાપ જોગના |

| | હથીઆર પાસે રાખવાના પચખાણ. |
|---|---|
| જાવ અહોરત્તં. | આખો દીવસ ને રાતનો પોશો |
| પજ્જૂવાસામિ. | મર્યાદાના છેડા સુધી શેવવું. |
| દુવિહં, તિવિહેણં. | દુ૦ બેકરણ. તિ૦ ત્રણ યોગે. કરી. |
| નકરેમિ, નકારવેમિ, | ન૦ પોસામાં પાપનો વ્યપાર કરૂ નહી. ન૦ બીજા પાસે પાપનો વ્યપાર કરાવું નહી. |
| મણસા, વયસા કાયસા. | મ૦ મન. વ૦ વચન. કા૦ કાયાએ કરી. |
| કરંતં નાણું જાણઈ. | પાપનો વ્યાપાર કરતો હોય તેને રૂડુ જાણવુ નહી. |
| વયસા, કાયસા. | વ૦ વચન. કા૦ કાયાએ કરી. |
| એહવી સદ્દહણાપરૂપણાએ પોસાનો અવસર આવ્યે પોસો-કરીએ તિવારે ફસનાએ કરીસુદ્ધ. | એવી સારી શ્રેશા તથા ઉપદેશે કરી પોશો કરવાનો વખત આવ્યો હોય ત્યારે સુદ્ધ વર્તિ હજો- |
| એહવા અગ્યારમા. | એવા અગ્યારમા. |
| પડિપુણ્ણ, પોષધ વ્રતના | પ૦ પ્રતિપૂર્ણ. પો૦ પોસાના |

| | વ્રતના. |
|---|---|
| પંચઅઈયારા. | પાંચઅતિચાર. |
| જાણિયવ્વા. | જાણવા પણ. |
| નસમાયરિયવ્વા. | આદરવા નહી. |
| તંજહા, તેઓળોઉ. | તં૦ તે જેમ. તે૦ નિવારણું કરૂછું. |
| અપ્પડિલે,હિય, દુપ્પડિલેહિય, સેજયા સંથારએ ॥૧॥ | અ૦ પડિલેહે નહી. દુ૦ માઠી પેરે પડિ લેહે. સે૦ સ્થાનક પાટ પ્રમુખ અવિવેકે પડિલેહવેતો દોષ લાગે, |
| અપ્પમજ્જિય, દુપ્પમજ્જિયં, સેજયા,સંથારએ. ॥૨॥ | અ૦ પૂંજે નહી. દુ૦ ભુગિ ઉપર પૂંજીએ. સે૦ સ્થાનક. સં૦ પાટ વીગેરે અવિવેકે પૂજેતો દોષ લાગે! |
| અપ્પડિલેહિ,દુપ્પડિલેહિય, ઊચ્ચાર,પાસવણ ભુમિ. ॥૩॥ | અ૦ જોઈ નહી. દુ૦ ભુડી પેરે જોઈ. ઊ૦ વડિનિતિ. પા૦ લધૂ નિતિ પઠવવાની જગા અવિવેકે જુવે તો પાપ લાગે. |
| અપ્પમજ્જિય. દુપ્પમજ્જિયં, ઊચ્ચાર, પાસ | અ૦ પૂજે નહી. દુ૦ ભુડી પેરે પૂંજે ઉ૦ વડીનિતિ, |

| | |
|---|---|
| ણ, ભૂમિ. ॥૪॥ | પા૦ લઘૂ નિતિ. ભૂ૦ જગા અવિવેકે પૂંજે તો પાપ લાગે. |
| પોસહસ્સ, સમ્મઅણ-ણુપાલણયા. ॥૫॥ | પો૦ પોસામાંહે. સ૦ કોઇ પ્રકારે પ્રમાદ શેવે તથા સઝાય ધ્યાન ન કરે અને વિકથા પ્રમુખ કરે. તો દોષ લાગે. |
| તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥૧૧॥ | તે અગ્યારમા પોસાના વ્રત સબંધી જે કાંઇપાપ દોષ લાગ્યો હોય તે નિવારણ હજો. |

બારમૂ વ્રત.

| | |
|---|---|
| બારમુ ,અતિથિ, સંવિભાગ વ્રત. | બા૦ બારમુ. અ૦ અમુક ટાણાના દીવસ શીવાય. સં૦ ભાણામાં પીરશેલું હોય તેનો વિભાગ વ્રતના. |
| સમણે, નિગ્રંથે. | સ૦ સાધૂ. નિ૦ જેની ગાંઠે ગ્રથ નહી તે. |
| ફાસુ, એસણિજ્જેણ. | ફા૦ નિર્દોષ (અચિત.)એ૦ એષણીક. |

| | |
|---|---|
| અસણં. પાણં, ખાઇમં, સાઇમં | અ૦ અંન્ન ૧. પા૦ પાણી ૨. ખા૦ મીઠાઈ, મેવા ૩. સા૦ મુખવાસ ૪. |
| વથ્થ, પડિગ્ગહ. | વ૦ વસ્ત્ર. પ૦ પાત્ર. |
| કંબલ, પાયપુછણેણં. | ક૦ કાંબળી. પા૦ પાથરીને બેશીએ તે તથા રજો- હરણો, ગુચ્છો. |
| પાઢીયારૂ, પીઠ, ફલગ, સેજયા, સંથારએણ. | પા૦ પોતાથકુ. પી૦ બાજો ઠ. ફ૦ પાટિયું, સે૦ સ્થા- નક. સં૦ પાટ, ડાભ વિગેરે તરણાં. |
| ઊસહ, ભેસજેજણું. | ઊ૦ ઔષધ. ભે૦ ઘણી વ- સ્તુ એકઠીની ફાકી, |
| પડિલાભેમાણે, વિહ- રામિ. | પ૦ પ્રતિલાભ તો આપતો થકો. વિ૦ વિચરૂ. |
| એહવી સદ્દહણા પરૂપ- ણાએ સાધ સાધવીની જોગવઇ મળેને સુ- જતુ વોરાવું તે વારે ફરસનાએ કરી સુદ્ધ. | એહવી પૂર્વોક્ત શ્રધા, રૂચિ. |
| એહવા બારમા અતિ થિસંવિભાગવ્રતના, | એવા બારમા અતિથિએ સાધૂને વિભાગ વોરાવા- |

| | ના પ્રતના- |
|---|---|
| પંચઆઈયારા. | પાંચ અતિચાર. |
| જાણિયવ્વા. | જાણવા પણ. |
| નસમાયરિયવ્વા. | આદરવા નહી. |
| તંજહા, તેઆળોઉ. | તં૦ તે જેમ. તે૦ નિવારણ કરૂછું |
| સચિત્ત નિખેવણયા.।૧। | જીવવાળી વસ્તુ અજાણપણે અચેત વસ્તુમાં ભેળી હોય તે સાધૂને વેહરાવે તો દોષ લાગે. |
| સચિત્તપેહણયા,।૨। | જીવવાળી વસ્તુ અજાણપણે અચેત વસ્તુમાંમુકી હોય ને તેમાંથી અચેત વોરાવે તોપણ દોષ લાગે |
| કાલાઈકમ્મે,।।૪।। | કાળ વિતી જવાથી વસ્તુ બગડી હોય તેવી વસ્તુ સાધૂને વોરાવે તો દોષ લાગે. |
| પરવએસે. ।। ૪ ।। | પોતે સુજતો હોય નેગ છતાં નહીં વોરાવતાં બીજાને વોરાવવાને કેહેતો દોષ લાગે. |

| | |
|---|---|
| મચ્છરિયાએ. ॥૫॥ | પોતે દાન દેઈને અહંકાર ક- રેતો દોષ લાગે- |
| તસ્સ મિચ્છા મિ દુક્કડં. ॥૧૨॥ | તે બારગાંવ્રત સબંધી જે કાઇ પાપ દોશ લાગ્યો હોય તે નિવારણ હજો. |

સંલેહણાનો પાઠ.

| | |
|---|---|
| અપછીમ,મારણંતિય, સંલેહણા. | અ૰ કાંઇ કરવું નથી. મા૰ મરણ સમયે સ૰ આહાર કખાય જેણે ઓછા કી- ધાંછે તે, |
| પોષધશાળા પુંજીને.૧ | સંથારો કરવાનું સ્થાનક પું જી પડીલેહીને. |
| ઉચ્ચાર, પાસવણ, ભુ- મિકા, પડલેહિને. ॥૨॥ | ઉ૰ વડીનિતિ. પા૰ લઘુનિતિ પરીઠવવાની. ભૂ૰ જ૰. ગા. પ૰ જોઇ તપાશીને. |
| ગમણા ગમણે, પડિક્ક- મીને. ॥ ૩॥ | ગ૰ ઈરિયાવહિ. પ૰ પડિ- કક્ક ને તેથી નિવર્ત્તાને. |
| દર્ભાદિક, સંથારો, સથ- રીને.॥૪॥ | દ૰ ડાભ વિગરેની. સં૰ પ- થારી સં૰ પાથરીને. |
| દર્ભાદિક,સંથારો, દુરૂ હોને. ॥૫॥ | દ૰ ડાભ પ્રમુખની. સ૰ પ- થારીએ. દુ૰ બેશીને. |

પૂર્વ તથા ઊત્તરદિસિ,
પલ્યંકાદિક,આસણે
બેશાને. ॥૬॥

પૂ૦ પૂર્વ તથા ઉતર દિશાએ પલાંઠી વાળી અથવા શ-
ક્તિ પ્રમાણે આ૦ એક ઠેકાણે બેશીને.

કરયલ સંપગ્ગહીયં, સિ-
રસાવત્તયં, મથ્થએ,
અંજલિકટુ. ॥૭॥

ક૦ બે હાથ જોડીને. સ૦ માથે આવર્ત્તન ચઢાવી-
ને. મ૦ મસ્તકે. અં૦ અંજળી કરીને.

એવંવયાસી, નમોથ્થુણં
અરિહંતાણં, ભગવં
તાણં, જાવસંપત્તાણં,
॥૮॥

એ૦ એમ ભણીએ. ન૦ ન-
મસ્કાર કરવો. અ૦ કર્મ-
રૂપી વેરી જેણે હણ્યા એવા અરિહંતને ૪૨, પદ સુધી. ભ૦ જેને જ-
નમ મરણ નથી તેમ ભ-
વરૂપી અંકુર પણ નથી. એવા જે જસ અને મ-
હીમાવંતભગવંતને- જા૦ સિદ્ધપદને પામ્યા તેમને.

એમ અનંતા સિદ્ધને
નમસ્કાર કરીને પછે
પોતાના ધર્માચાર્યને
નમસ્કારકરીને ॥૯॥

એવા વર્ત્તમાન કાળના તીર્થંકર અને અનં-
તા સિદ્ધને નમસ્કાર ક-
રીને પછે પોતાના ધર્મા-

| | |
|---|---|
| | ચાર્ય એટલે ગુરૂને નમસ્કાર કરીને. |
| પુર્વંજે વ્રત આદર્યાંછે, તેઆાળોઈ, પડિક્કમી. નિંદી, નિસલ્લ થઈને. ॥૧૦॥ | પૂ૦ પેહેલાં જે વ્રત આદરયાંછે. તે૦ તેના દોષ નિવારણ કરીને. પ૦ પચખીને. નિં૦ પોતાના આત્માને નિંદીને. નિ૦ શલ્ય રહિત થઇને અથવા ચાર તીર્થને ખમાવીને- |
| સ૦વં, પાણાઈવાયં, પચખામિ | સ૦ સર્વ. પા૦ પ્રાણાતી પાતને પ૦ પચખીને. (નિરાગારી કરીએતો.) ॥ ૧॥ |
| સ૦વં, મુસાવાયં, પચખામિ. | સ૦ સર્વ મુ૦ મૃષાવાદને. પ૦ પચખીને. ૨ |
| સ૦વં. અદિન્ના દાણં, પચખામિ | સ૦ સર્વ. અ૦ અદત્તાદાન. પ૦ પચખીને. ૩ |
| સ૦વં, મેહુણં, પચખામિ | સ૦ સર્વ. મે૦ મૈથુન. પ૦ પચખીને. ૪ |
| સ૦વં, પરિગ્રહ, પચખામિ, | સ૦ સર્વ. પ૦ ધન ગાદિ. પ૦ પચખીને ૫ |
| સ૦વં. કોહં, પચખામિ. | સ૦ સર્વ. કો૦ ક્રોધ. પ૦પચ- |

| | ખીને. |
|---|---|
| સવ્વં માણંચ સવ્વં માયંચ સવ્વં લોભં પચ્ચખ્ખામિ | સ૦ સર્વ માન. સ૦ સર્વમાયા. સ૦ સર્વ લોભ. ઇત્યાદિ પચખીન. |
| જાવ, મિથ્થા, દંસણં સલ્લં, પચ્ચખ્ખામિ. | જા૦ એ વિગેરે. મિ૦ અઢાડ પાપસ્થાનક મિથ્થાતનાં. દં૦ દર્શનને. સ૦ સલ્યને પ૦ પચખીને. |
| અકરણિજ્જં જોગં, પચ્ચખ્ખામિ. | અ૦ સર્વ પાપ જોગને. પ૦ પચખીને. |
| જાવજ્જીવાએ | જાવજીસુધી. |
| તિવિહં તિવિહેણં. | તિ૦ ત્રણ કરણે. તિ૦ ત્રણ યોગે કરી. |
| નકરેમિ; નકારવેમિ. | ન૦ સર્વ પાપ યોગ કરૂ નહી. ન૦ સર્વ પાપ યોગ કરાવું નહી. |
| કરતંનાણુ જાણાઇ. | અનેરા પાપ કરતા હોયતેને રૂડુ જાણવું નહી. |
| મણસા.વયસા.કાયસા. | મ૦ મન વ૦ વચન. કા૦ કાયાએ કરી. |
| એમઅઢાડ પાપસ્થાનક પચખીને. ॥૨૧॥ | એ રીતે અઢાડ પાપ સ્થાનક તથા આહાર પચ |

| | ખીને. |
|---|---|
| સવ્વં અસણં, પાણં, ખાઇમં સાઇમં, ચઉ- વિહં, પી, આહારં, પચખામિ.* | સ૦ સર્વે અન્ન. પા૦ પાણી. ખા૦ મીઠાઇ, મેવા. સા૦ મુખવાસ. ચ૦ એ ચ્યારે. પી૦ પણ. આ૦ ભોજન. પ૦ પચખીને |
| જાવજીવાએ. | જાવજીવસુધી- |
| તિવિહં તિવિહેણં. | તિ૦ ત્રણ કરણ. તિ૦ ત્રણ યોગે કરી. |
| એમરચારે આહારંપ ચખાને. ॥૧૨॥ | એમ ચારે આહાર પચખીને (કરેતો આરાધિક એટલે પાપરહિત થાય.) |
| જં, પિયં, | જં૦ આહારાદિક શરીરના જે આશ્રય તેની મમતા મુકીને પ્રાણી આત્મા સાથે શરીરનો સબંધ વોસરાવે છે પિ૦ વહાલું. |
| ઇમંસરીરં. | એમ શરીર. |

† સંથારો બે પ્રકારનો છે. એક ઉપર પ્રમાણે નિરાગારી એટલે તેમાં કાંઇ મોકળું રાખી શકાય નહી. અને બીજો સાગારી તેમાં દેશ, કાળ, ભાવ તથા પોતાના સામર્થ્ય પ્રમાણે જેવી મોકળ રાખવી હોય તેવી ખીરા શકાય,

| | |
|---|---|
| ઈઠં, કંતં, પાયં મણુન્ન. | ઇ૦ વારંવાર ઇછીએ તે ઈષ્ટ. કં૦ વિઘ વશિર્ણાદિકે કરી યુકતછે. પિ૦ પ્રતે કરી ઇન્દ્રિયોની હરખનો કરણહાર તે. મ૦ મને કરી જાણીએ જે ઘણા શોભાયમાન છે તે. |
| | મ૦ મનને સદાય વહાલ લાગે. ઉપરના પાંચ શબ્દોનો પ્રકાર્થ જાણવો. |
| થિજં, વિસસંયં. | થિ૦ ધીરજ ઉપજાવવી. વિસ્વાસ ઉપજાવવો. |
| સમયં. | માનવા જોગ હેતુ. |
| આણુમયં. | માનીને વળી માનીએ. |
| બહુમયં. | વારંવાર માનવા જોગ. |
| ભંડક રંડગ સમાણં. | રત્નના ઘરેણાના ડાભડાથી વાહાલું. |
| માણંસીયં. | રખે તહાડવાય. |
| માણઉન્હં. | રખે તર્પા તાપ લાગે. |
| માણંખુહા. | રખે ભૂખ લાગે. |
| માણં પીવાસા. | રખે તર્પા લાગે તે માટે પાણી પીઊં. |

| | |
|---|---|
| માણંબાલા. | રખે સર્પાદિક કરડે. |
| માણંચોરા. | રખે ચોર પ્રમુખ લેઇ જાય |
| માણંદંસા. | રખે ડાંસ કરડે. |
| માણંગસગા. | રખે ગસાકરડે. |
| માણંવાઇયં,પિતિયં. | મ૦ રખે વ્યાધિ પીડે. પિ૦ પિત જાગે. |
| સંભિમ, સન્નિવાઇયં. | સં૦ રખે સળેપગ થાય. સ૦ રખે સનેપાત ત્રિદોષ થાય. |
| વિવિહા,રોગાયંકા. | વિ૦ વિવિધ પ્રકારના. રો૦ રોગ થાય. |
| પરીસહો, વસગા. | પ૦ પરીસો. વ૦ રખે ઉપ-સર્ગ થાય. |
| ફાસા.ફુસંતિ. | ફા૦ રખે દુઃખ, ફુ૦ ઉપજે. એમ જાણીને શરીરની રક્ષા કરતો. |
| ત્તિકટ્ટ. | એમ કરીને. |
| ઇયં. પિયણંચરિમેહં. | ઇ૦ એવું જે માહારૂં શરીર-પિ૦ વહાલું હતું.ચ૦ છેલ્લે. |
| ઊસાસ. નિસાસેહિં | ઉ૦ ઊંચો સ્વાસ. નિ૦ નિ-ચો સ્વાસ. |
| વોસિરામિ. | જીવના સબંધ આશ્રી વોસ[illegible] |

| | રાવુંછું |
|---|---|
| ત્તિકટ્ટુ. | એમ કરીને |
| એમ શરીર વોસિરાવીને ॥૧૩॥ | એમશરીરનો સબંધ તજુ છું. ॥ ૧૩॥ |
| કાળંઅણવ કંખમાણે, વિહરંતિ. | કા૦ મરણ વખતે જીવવાની આશા અને મરણનો ભય નહી રાખતાં, વિ૦ શુભ યોગથી વીચરે. |
| એહવી સદ્દહણા પરૂ-પ્રણાએ કરી અણસ-ણનો અવસાર આવે તેવારે ફસનાએ કરી | એવી સારી ધારણના ઉપદે-શે કરી અણશણનો વખત આવે તે વારે શુદ્ધ મન વ્રત્તિ હજો. |
| સુદ્ધ. એહવા અપછિમ માર્-ણંતિય. | છેવટ વખતે આહાર તજી સંથારો કરે. |
| સંલેહણા. | સારી લેપાથી. |
| ઝસણા. | ક્ષમારાખો. |
| આરાહણાના. | જીનની આરધના એવી જે સંલેહણાના. |
| પંચઆઇયારા. | પાંચ અતિચાર. |
| જાણિયવ્વા. | જાણવા પણ. |
| નુસમાયરિયવ્વા. | આદરવા નહીં. |

| | |
|---|---|
| તંજહા, તે આળોઉં. | તં૦ તે જેમ. તે૦ તે નિવારણ કરૂછું. |
| ઈંહલોગા. સંસપઊગે. ॥ ૧ ॥ | ઈ૦ આ લોકમાં ચક્રવર્તાદિક થવાની. સં૦ ઇચ્છા કીધી હોય. |
| પરલોગા, સંસપાઊગે ॥ ૨ ॥ | પ૦ પરલોકમાં દેવતા થવાની સ૦ વાંછના કીધી હોય. |
| જીવિયા, સંસપઊગે । ૩ । | જી૦ જીવવાની સ૦ વાંછના કીધી હોય. |
| મરણા, સંસપઊગે. ॥ ૪ ॥ | મ૦ પીડાએ મરણની સ૦ ઇચ્છા કરી હોય. |
| કામભોગા, સંસપઊગે. ॥૫॥ | કા૦ કામ ભોગની સં૦ વાંછના કીધી ઉાય. |
| તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૧૩ ॥ | તે સંલેહણાના પાઠ સબંધી જે કાંઈ પાપ દોષ લાગ્યો હોય તે નિવારણ હજો. |
| એમ સમકિત પુર્વક બારવ્રત સંલેહણા સહિત એને વિશે. | પાઠ પ્રમાણે અર્થ. |
| જે કાઇ અતિક્રમ. ૧॥ | જે વસ્તુનાં પચખાણ કરયાં હોય તેના ઉપર મન કરયું હોય તે. |

| | |
|---|---|
| વ્યતિક્રમ. ॥૨॥ | ચાલ્યો. તે વસ્તુ હાથમાં લીધી તો |
| અતિચાર. ॥૩॥ | તે વસ્તુ ખાધી તો તે ચારે બોલનો ભંગ થાય. |
| અણાચાર. ॥૪॥ | પાઠ પ્રમાણે અર્થ. |

જાણતાં અજાણતાં મન વચન કાયાએ કરી સેવ્યા હોય સેવરાવ્યા હોય સેવતા પ્રતે અનુમોદ્યા હોય તે અનંતા સિદ્ધ કેવળીની સાખે મિચ્છામિદુક્કડં.

## હવે અઢાર પાપસ્થાનક આળોઉં છું.

| | |
|---|---|
| ૧ પ્રાણાતિપાત. | જીવની હિંસા. |
| ૨ મૃષાવાદ. | જુઠું બોલવું |
| ૩ અદત્તાદાન. | વગર આપે અથવા વગર કહે લેવું તે (ચોરી.) |
| ૪ મૈથુન. | સંભોગ. |
| ૫ પરિગ્રહ. | માલમત્તા. |
| ૬ ક્રોધ. | ગુસ્સો. |
| ૭ માન. | અહંકાર. |
| ૮ માય. | કપટ. |
| ૯ લોભ. | લાલચ. |
| ૧૦ રાગ. | હેત. |
| ૧૧ દ્વેશ. | ઈર્ષા. |
| ૧૨ કળહ. | કલેશ. |
| ૧૩ અભ્યાખ્યાન. | કુડુ આળ. |
| ૧૪ પૈશુન. | ચાડી ચુગલી. |
| ૧૫ પરપરીવાદ. | પારકાની નિંદા. |

| | |
|---|---|
| ૧૬ રઈ, અરઈ. | ર૦ સંસારના વિષયોથી રાચે. અ૦ સંજંગ વ્રત પચખાણનો અભાવ. |
| ૧૭ માયા મોસો. | કપટથી જુઠું બોલવું. |
| ૧૮ મિથ્યાત દંસણસલ્ય. | ખોટા દેવ. ગુરૂ, ધર્મને માને ને સિદ્ધાંત વિશે શંકાળાવે. |
| એ અઢાડ પાપસ્થાનક સેવ્યાં હોય, સેવરાવ્યાં હોય, સેવતાં પ્રતે અનુમોધ્યા હોય તે અનંતા સિદ્ધ કેવળીની સાખે મિચ્છામિદુક્કડં. | એ અઢાર પાપ સ્થાનક ભોગવ્યાં હોય તથા ભોગવાવ્યાં હોય તથા ભોગવતાને રૂડુ જાણ્યુ હોય તો અનંતા સિદ્ધ કેવળી ભગવંતની શાખે નિવારણ હજો. |

## હવે વાંદણાઓ લિખ્યતે.

### વાંદણા, ૧.

પહેલી વાંદણા પંચમાહાવીદેહ ક્ષેત્રને વિષે જયવંતા જગનવીસ† તીર્થંકરદેવ બીરાજે છે. ઊત્તકષ્ટા હોય તો એકસો ને સીતેર તીર્થંકર દેવ બીરાજે છે તે સર્વને

---

† ૧ શ્રી ગંધીર સ્વામિ.
૨ શ્રી જુગગંધીર સ્વામિ.
૩ શ્રી બાહુ સ્વામિ.
૪ શ્રી સુબાહુ સ્વામિ.
૫ શ્રી સુજાત સ્વામી.
૬ શ્રી સ્વયં પ્રભ સ્વામિ.
૧૧ શ્રી વજ્જરધર સ્વામિ.
૧૨ શ્રી ચંદ્રાનન સ્વામિ.
૧૩ શ્રી ચંદ્રબાહુ સ્વામિ.
૧૪ શ્રી ભુજંગ સ્વામિ.
૧૫ શ્રી ઇશ્વર સ્વામિ.
૧૬ શ્રી નેમપ્રભ સ્વામિ.

માહારી તમારી સમે સમેની વાંદણા હજો, તે સ્વામિ કેહેવા છે. અનંતુ જ્ઞાન, અનંતુ દર્શન. અનંતુ ચારીત્ર, અનંતો તપ અનંતો વીર્જ, અનંતી ધીરજ, એ છ ગુણે કરી સહિત ચોત્રીસ અતીશે કરી બીરાજયમાન છે. પાંત્રીસ વચન વાણીના ગુણે કરી સહિત, એક હજાર ને આઠ ઉત્તમ લક્ષણના ધણી ચોસઠ ઇદ્રના પૂજ્યનિક, છકાયની રક્ષાના કરણહાર, એવા તીર્થંકર દેવને માહારા તમારા જીદે અવિનય, અસાતના, અભકિત, 'અપરાંધ કરયો હોય તેમન વચન કાયાએ કરી ભુજે ભુજે કરી નમકાર કરૂછું ને વાંદણા શકારજો. તિખુતોનો પાટ ત્રણવાર કેહેવો,

---

વાંદણા. ૨.

બીજી વાંદણા જગન બે ક્રોડ કેવળી, ઉત્તકષ્ટા નવ ક્રોડ કેવળી તેમને કરૂછું. તે કેહેતા છે. ચાર ગનધાતીયાં

---

| | |
|---|---|
| ૭ શ્રી રષભાનન સ્વામિ. | ૧૭ શ્રી વીરસેન સ્વામિ. |
| ૮ શ્રી અનંત વિરજ સ્વામિ. | ૧૮ શ્રી મહાભદ્ર સ્વામિ. |
| ૯ શ્રી સૂરપ્રભ સ્વામિ. | ૧૯ શ્રી દેવજશ સ્વામિ. |
| ૧૦ શ્રી વિશાળપ્રભ સ્વામિ. | ૨૦ શ્રી અજીતસેન સ્વામિ. |

* પાંચ ભરત અને પાંચ ઇરવત એ દસે ક્ષેત્રમાં આ પાંચમા આરાગાં તીર્થંકર હોય નહી તેથી હાલ પાંચમા આરમાં ઉત્તરકષ્ટા તિર્થંકર હોય તો એક સોને સાઠ હોય અને ચોથે આરે ઊત્તકષ્ટા તિર્થંકર એક સો ને સીતેર હેય. પણ હાલ રૂઢી પ્રમાણે આપણે પણ એકસો ને સીતેર તીર્થંકર દેવને વાંદણા કરવી.

કર્મ ખપાવ્યાં છે, ચાર બળા દોરડીના આંબળી સમાન બાકી રહ્યા છે. ચઊદ રાજલોક આખા આંબળા પ્રમાણે દેખી રહ્યા છે, અનંતુ કેવળ જ્ઞાન છે, અનંતુ કેવળદરસણ છે, મનની વાત જાણી રહ્યા છે. તે કેવળી ભગવંત ને માહારા તમારા સબંધી અવિનય અભક્તિ આશાતના થઇ હોયતો મન વચન કાયાએ કરી ભુજો ભુજો કરી નમસકાર કરૂછું વ-દણા શીકારજો. ત્રિખુત્તાનો પાઠ ત્રણ વાર કહેવો.

---

વાંદણા. ૩.

ત્રીજી વાંદણા અનંતા સિદ્ધ ભગવંતને કરૂછું. તે કેવા છે, અષ્ટ કર્મ ખપાવીં મુક્તિ ગયા છે. તે આઠ કર્મ કીયાં ૧ જ્ઞાના વર્ણિ. ૨ દર્શ ।। વર્ણિ. વેદની. ૪ મોહની. ૫ આ-યુખા. ૬ નામ કર્મ. ૭ ગોત્ર. ૮ અંત્રાય.

એ આઠે કર્મ ખપાવી મુક્તિ પોહોત્યા. સકળ કાર્ય સિદ્ધ થયાં. પંદર ભેદે સિદ્ધ તે સિદ્ધ સિલ્લા કયાંહાં છે. પૃથ્વીથી સાતસેં નેવું જોજન ઊંચે ચડીએ એટલે તારા મંડળ આવે ત્યાંહાંથી દસ જોજન ઊંચે સુરજનું વીમાન છે. ત્યાંથી એ-શી જોજન ઊંચે ચંદ્રમાનું વામાન છે. તે ઉપર ચાર જોજન ઊંચે નક્ષત્રનાં વીમાન છે. ત્યાંહાંથી ચાર જોજન ઊંચે બુધનો તારો આવે. ત્યાંહાંથી ત્રણ જોજન ઊંચે બૃહસ્પ-તિનો તારો આવે. ત્યાંહાંથી ત્રણ જોજન ઊંચે મંગળનો તારો આવે. ત્યાંહાંથી ત્રણ જોજન ઊંચે શનીશ્ચરનો તારો આવે. એમ નવસેં જોજન સુધી જયોતીષ ચક્ર છે. તે ઉપરાંત આ-

સંખ્યાતી જોજનની કોડાણુ કોડી ઊંચે ચડીએ ત્યારે પેહેલું સુધર્મા અને બીજુ ઈશાનનામા દેવ લોક છે. તે એકેકુ અર્ધચંદ્રમાને આકારે એટલે બે મળીને પૂણુ ચંદ્રમાને આકારે છે પેહેલામાં બત્રીસલાખ વીમાન છે બીજામાં અઠાવીસ લાખ વીમાન છે. ત્યાંહાંથી અસંખ્યાતા જોજન ઉપર ત્રીજુ સનંત કુમાર અને ચોથુ માહાયેંદ્ર એ બે દેવ લોક છે. તે બે મળી પૂર્ણ ચંદ્રને આકારે છે ત્રીજામાં બાર લાખ અને ચોથામાં આઠ લાખ વીમાન છે તે ઉપર અસંખ્યાત જોજન ઊંચે જવાથી પાંચમું બ્રહ્મદેવ લોક છે. તે ચંદ્રમાને આકારે છે તેમાં ચાર લાખ વીમાન છે. તે ઊપર અસંખ્યાત જોજન ઊચે જાયતો છઠુલંતક નામે દેવલોક આવે તે ચંદ્રમાના આકારે છે. તેમાં પચાસ હજાર વીમાન છે. ત્યાંહાંથી અસંખ્યાત જોજન ઊંચે જાય તો સાતમુ માહાશુક્રનામા દેવલોક આવે તે ચંદ્રમાને આકારે છે. તેમાં ચાલીસ હજાર વીમાન છે. ત્યાંહાંથી અસંખ્યાત જોજન ઊંચે જાય તો આઠમુ સહસારનામા દેવલોક આવે તે ચંદ્રમાને આકારે છે. તેમાં છ હજાર વીમાન છે. ત્યાંહાંથી અસંખ્યાત જોજન ઊચે જાયતો નવમૂ આણુત અને દસમુ પાણુતએ બે દેવલોક જોડાજોડ છે. તે બંનેમા મળી ચારસેં વીમાન છે, ને તે બંને મળી પૂર્ણ ચંદ્રમાને આકારેછે. ત્યાંહાંથી અસંખ્યાત જોજન ઊંચે જાયતો અગીઆરમુ આરણ અને બારમુ અચુય એ બંને દેવલોક જોડાજોડ છે. એ બે મળી

પૂર્ણ ચંદ્રને આકારે છે તેમાં ત્રણસેં વીમાનો છે. ત્યાંહાંથી અસંખ્યાત જોજન ઉપર નવનગ્રીવેગ છે. ત્યાંહાંથી અસંખ્યાત કોડાણુકોડ જોજન ઊંચે જાયતો પાંચ અનુંત્તર વીમાંન આવે તેમાં ૧ વીજય. ૨ વીજયંત. ૩ જયંત. ૪ અપ્રાજીત. ૫ સ્વાર્થસિદ્ધ એ સ્વાર્થસિદ્ધ વીમાનની ધજા પતાકા થકી બાર જોજન ઊંચે જાયતો સિદ્ધસિલા છે. તે સિદ્ધસિલ્લા કેવી છે. પિસ્તાળીસલાખ જોજનની લાંબી પોહોળી છે. તે મધે આઠ જોજન જાડી છે. ઉતરતા છેડે માખીની પાંખ કરતાં પાતળી છે. ઉજળી ગોખીર, સંખ, ચંદ્ર અંકરત્ન, રૂપાના પટ. મોતીના હાર, ખીરસાગરના પાણી થકી પણ ઘણી ઉજળી છે. ફટકઅરજન મેરૂમય સોનાનાં પતરાં સમાન ગઠારી મઠારી સાફ સોનાનાં પતરાં થકી પણ ઉજળી છે. તેની ફરતી પરધી. ૧. ૪૨. ૩૦, ૨૪૯ જોજનથી ઝાઝી છે, તે સિદ્ધસિલ્લા ઉપર એક જોજનના છેલ્લા ગાઉના છઠા ભાગને વિશે સિદ્ધ ભગવંત બીરાજે છે તેને જનમ નથી જરા નથી દુખ નથી સંતાપ નથી અનંત સુખની લેહેરમાં બીરાજે છે. તે સ્વામિજીને ગાહારી તગારી વાંદણા તિખ્ખુત્તાનો પાઠ ત્રણ વાર ભણીને ભુજોભુજો કરીને હજો.

---

## વાંદણા. ૪.

ચોથી વાંદણા મહારા તમારા ધર્માચાર્ય, આચાર્જ, ઉપાધિયા, ધર્મશીમુનીના [illegible] સાધ સાધવિ ગામે નગ્રે બીરાજે છે. [illegible] મુનીમાં [illegible]ા છે. ગાહા પુરૂષ

પંડિત રાજા. બહુ સૂત્રી, સૂત્ર સિદ્ધાંતના પારગામિ, કલ્પ વૃક્ષ સમાન, સફરી ઝાઝ સમાન, તરણ તારણ (નાવ) સમાન, જીનસાસનના સણગાર, ધર્મના નાયક, સંઘના મુખી, બ્રહ્મચર્યના પાળણહાર, કંચન ને કામ્યનીના ત્યાગી માહા વૈરાગી દસ વિધિ પ્રકારે સાધધર્મના પાલણહાર, બાવીશ પરીશાના વેઠણહાર, પંચમહાવર્ત અને ચોખા ચારિત્રના પાલણુહાર, છનું દોષ રહિત અહાર પાણીન સેવણહાર, એવા અનેક ગુણે કરી સહિત એવા સાધૂને મહારી તમારી તિખ્ખુતોનો પાઠ ત્રણવાર ભણી વાંદણા કરૂ છું તે શીકારજો. અને તેમને અવિનય, અભકિત, અશાતના કરી હોયતો ભુજોભુજો કરી ખમાવું છું.

---

## વાંદણા. ૫.

પાંચમી વાંદણા જગન બે હજાર ક્રોડ સાધૂને ઉત્તકષ્ટા નવ હજાર ક્રોડ સાધૂને તે મુનિરાજ કેવા છે. છ કાયના પીયર. છ કાયના રખોપાના કરણહાર, સાત વ્યસનનાટાળણહાર, આઠ મદના ટાળણહાર, પાંચ સમતે સમતા ત્રણ ગુપતે ગુપતા એ આઠ પરવચન માતાના પાલણહાર બારે ભેદે તપસ્યાના કરણહાર. સતરે ભેદે સંજમના પાલણહાર, વિસ અસમાધિના ટાલણહાર. એકવીસ સબળ દોષના ટાળણહાર, પચીશ પ્રકાર ની ભાવનાના ભાવનાર, બાવનઅણાચારના ટાળનાર. સત્તાવીશ ગુણે કરી સહિત એવા અનેક ગુણે સહિત એવા સાધૂ અઢીદ્વિપ ને પંદર ક્ષેત્રમાંસાં

વીચરેછે તે સર્વેને તિખ્ખુત્તોનો પાઠ ત્રણવાર ભણીને વાંદણા કરૂ છુ અને તેમને અવિનય અભક્તિ અસાતના થઇ હોયતો ભુજોભુજો કરી ખમાવું છું.

---

વાંદણાં ૬ઃ

છઠી વાંદણા સાવક સાવીકાને ખમાવું છું, શીઅળ સમકીતના પાળનરને ખમાવું છું, ધર્મનો રૂડો મારગ જાણનારને ખમાવું છું, માહારાથી મોહોટા તથા માહારી બરોબરીનાને તથા માહારાથી નાહનાને ખમાવું છું, સર્વ પ્રાંણીમાંત્રને ખમાવું છું સાત લાખ પૃથ્વીકાય સાત લાખ અપકાય સાત લાખ તેઉકાય સાત લાખ વાઉકાય દસલાખ પ્રત્યક્ષ વનસ્પતી કાય ચૌદ લાખ સાધારણ વનસ્પતિ કાય બે લાખ બે ઇંદ્રી બે લાખ તે ઈંદ્રી બે લાખ ચૌઇંદ્રી ચાર લાખ નારકી, ચાર લાખ તીર્જંચ પચંદ્રી ચારલાખ દેવતા અને ચઉદ લાખ મનુશ્યની એમ ચોરાશી લાખ જીવા જોનીને તથા હાલતા ચાલતા ઉઠતાં બેસતાં જીવને પરીતાપના પીડા કરી હોય તેમ કોઇ પ્રાણી જીવની પાંખ દુખાણી હોયતો માહારે તમારે મિચ્છામિદુક્કડં.

(હવે બેચાર ખમાસમણું કેહેવું.)

(ઈતિશ્રી ચોથુ પડિકમણા આવશ્યક સમંત્ત,)

---

### આવશ્યક ૫

### કાઊસગ્ગં.

(અહિયાં પાંચમા આવશ્યકની આજ્ઞા માગવી.)

દેવસી પ્રાયછીત વીસુધનાર્થં કરેમિ કાઉસગ્ગં નમો અરિહંતાણંથી તે નમો લોએસવ્વ સાહૂણં સુધી આખો નવકાર ભણવો. ॥ ૧ ॥ કરેમિભંતે સામાઇયંથી તે અપ્પાણં વોસિરમિ સુધી કેહેવું. ॥ ૨ ॥ ઈચ્છામિ ઠામિ કાઉસંગ્ગથી તે જં ખંડિયં જંવિરાહિયં તસ્સમિછામિદુક્કડં સુધી કેહેવું. ॥૩॥ તસ્સઉત્તરીકરણેણંથી તે અપ્પાણં વોસરમિ સુધી કેહવું. ॥ ૪ ॥

---

## ધર્મ ધ્યાનનો કાઉસગ્ગં.

ધમ્મેઝાણે ધમ્મેઝાણે઼ા ચઉવિહે ચોપડયારો પન્નત્તેતંજહા ॥ આણા વિજયે ॥ ૧ ॥ અવાય વિજયે ॥૨॥ વિવાગ વિજયે ॥૩॥ સંઠાણ વિજયે ॥૪॥ ધમ્મસણં ઝાણસ્સા ચત્તારિલખ્ખણા ॥ ॥ પન્નત્તાતંજહા ॥ આણારૂઇ ૧॥ નિસગારૂઇ॥૨॥ સૂત્રરૂઇ ॥૩॥ ઉવયેસરૂઈ ॥૪॥ ધમ્મસણં ઝાણસ્સ ॥ ચત્તારિ આલંબણા ॥ પન્નત્તા તંજહા ॥ વાયણા ॥૧॥ પુછણા॥૨॥ પરિયટ્ઠણા ॥૩॥ધમ્મકહા॥૪॥ ધમ્મસ્સણં ઝાણસ્સ ॥ ચત્તારિ અણુપ્પેહા ॥ પન્નતા તંજહા ॥ એગચ્ચાણુપ્પેહા ॥૧॥ અણિચ્ચાણુપ્પેહા ॥૨॥ અસરણાણુપ્પેહા ॥૩॥ સંસારાણુપ્પેહા ॥૪॥ એ સોળબોલ દહાડાનું પડિકમણું કરતાં કેહેવા. અને રાત્રિના પડિકમણામા એ શીવાય નીચેના બારબોલ વધારે કેહેવા. અણસણ ॥૧॥ અણોદરી ॥૨॥ વિતીસંખે ॥૩॥ રસપરિત્યાગ ॥૪॥ કાયાકળેશ ॥૫॥ ઇંદ્રિપડિશલેણુતા ॥૬॥ પ્રાશ્ચિત ॥૭॥ વનો ॥૮॥

વયાવંચ ॥૯॥ સઝાય ॥૧૦॥ ધ્યાન ॥૧૧॥ રેવસી નામા કાઊસગ્ગં ॥૧૨॥ એ રીતે કાઊસગ્ગં કરવો. તે નઆવડતો હોયતો બે લોગ્ગસનો કાઊસગ્ગં કરવો. ને નવકાર એક ગણીને પાળવો,

હવે લોગસ્સ ઊજ્જોયગરેથી તે સિદ્ધા સિદ્ધં મમં દિસંતુ સુધી આખો લોગસ્સ ભણવો. પછે બે વાર ઈચ્છામિ ખમાસમણા કેહેવા-

(ઇતિશ્રિ પાંચમુ કાઊસગ્ગં આવસ્યક સમંત્તં]

---

## આવશ્યક. ૬.

પચખાણ.

### પચખાણ પેહેલું નોકારશીનું.

(અહિયા છઠ્ઠા આવસ્યકની આજ્ઞા માગવી.)

| | |
|---|---|
| **સૂરેઉગ્ગએ,નમોકારસહિયં, પચખાંમિ.** | સૂ૦ સૂર્ય ઊગ્યેથી. ન૦ નવકાર ગણી પાળતાં સુધી. પ૦ પચખુછુ. |
| **ચઉવિહં,પિઆહારં** | ચ૦ ચાર પ્રકારનો. પિ૦ આહાર. |
| **અસણં, પાણં,ખાઈમં, સાઈમં.** | અ૦ અન્નાદીક. ॥૧॥ પા૦ પાણી૦.॥૨॥ ખા૦મેવા. ॥૩॥ સા૦ તંબોળ ॥૪॥ |
| **અન્નથણાભોગેણં** | અણજાણે મોહોમા ઘાલવાથી ભંગ થાય નહી. ॥૧॥ |
| **સહસાગારેણં.** | અચાનક વર્ષાદનું ફોરૂ પડવાથી ભંગ થાય નહીં. ।૨। |
| **વોસિરમિ. ॥૧॥** | ઉપરના બે આગાર શીવાય ચારે આહાર તજુછું. |

(ઇતિશ્રી પેહેલું નવકારશી પચખાણ સમંત્તં).

## પચખાણ. બીજું પોહોરશી.

| | |
|---|---|
| સુરેઉગ્ગએ, પોરસિયં, પ-ચ્ચખામિ. | સૂ૦ સૂર્યઊગ્યા પછી. પો૦ પોહોર દહાડો ચડે ત્યાહાં સુધી. પ૦ પચખુછું. |
| ચઉવિહં., પિઆહારં. | ચ૦ ચાર પ્રકારનો. પિ૦ અહાર. |
| અસણં, પાણં, ખાઇમં, શાઇમં. | અ૦ અન્ન. પા૦ પાણી. ખા૦ મેવા સા૦ મુખવાસ. |
| અન્નથણા ભોગેણં. | અણજાણે મોહમાં ઘાલવાથી ભંગ થાય નહી. ॥ ૧ ॥ |
| સહસા ગારેણં. | અચાનક વર્ષાદનું ફોરૂ પડ-વાથી ભંગ થાય નહી. ॥ ૨ ॥ |
| પછન્ન કાલેણં. | વાદળ, રજ વીગરે કારણોથી સૂર્ય દેખાય નહી તેથી પોહોરશી જણાય નહીતો ભંગ થાય નહી. ॥ ૩ ॥ |
| દિસામોહેણં. | દીગમુડપણે પોરશી નહી જા-ણતાં ભંગ થાયતો ભાગે નહી. ॥ ૪ ॥ |
| સાહૂવયણેણં. | સાધૂને વચને પારૂ તો ભંગ થાય નહી ॥ ૫ ॥ |
| સવ્વસમાહિવત્તી યા- | શરીરની સમાધિ વર્ત્તાવવાને |

| | |
|---|---|
| ગ્ગારેણં. | કાજે ઓશડ કરયે ભંગ થાય નહી॥૬॥ |
| વોસિરામિ, | ઉપરના છ આગાર શીવાય ચારે આહાર તજુછું. |

(ઇતિશ્રી બીજુ પોરશી પચખાણ સમંત્તં.)

---

## પચાણ. ત્રીજુ મધ્યાનનું,

| | |
|---|---|
| સૂરેઉગ્ગએ પુરિમઢં પ-ચખામિ. | સૂર્ય ઊગ્યા પછી મધ્યાન સુધી પચખુછું. |
| ચઊવિહં, પિઆહારં | પ્રથમ પ્રમાણે અર્થ. |
| અસણું, પાણં, ખાઇમં સાઇમં. | ” |
| | ” |
| અન્નથણા ભોગેણં. | ” |
| સહસાગારેણં. | ” |
| પછન્ન કાલેણં. | ” |
| દિસા મોહેણં. | ” |
| સાહૂવયણેણં. | |
| મહુત્રાગારેણં. | વડા સાધુના વિનયને કારણે પારૂતો ભંગ થાય નહી. |
| સવ્વસમાહિ વત્તિયા. ગરેણ્ં. | પ્રથમ પ્રમાણે અર્થ. |

વોસિરામ | એ સાત અગાર શીવાય ચારે આહાર તજીછું.

( ઇતિશ્રી ત્રીજુ મધ્યાનનું પચખાણ સમંત્તં )

## પચખાણ ચોથુ દુવિઆહારનુ.

એક ટાણા ઉપરાંત ॥ દુવિહં ॥ પિઆહારં ॥ પચખામી ॥ અસણં ॥ ખાઇમં ॥ અન્નથણા ભોગેણં ॥ સહસા ગારેણં ॥ વોસિરામિ.

(ઇતિશ્રી એકાશણાના ઉપર દુવિઆહારનાં પચખાણ સમંત.)

## પચખાણં પાંચમુ આંબેલનુ.

આયં બીલં વીહં પચખામિ તિવિહં ચઉવીહં પીઆહારં અસાણાં ॥ પાણં ॥ ખાઇમં ॥ સાઈમ. અનથણા ભાગેણં ॥ સહસા ગારેણં ॥ લેવા લેવેણં ॥ ગીહથસંસઠેણં ઊખીત વીવેગેણં ॥ પરી ઠાવણીયા ગારેણં ॥ મહત્રા ગારેણં ॥ સવ સમાહિ વતીયા ગારેણં ॥ વોસી રાંમિ. ॥

(ઇતિશ્રી પાંચમુ આંબેલનુ પચખાણ સમત્ત.)

## પચખાણ છ ઠુ અપવાસનુ.

સૂરેઉગ્અએ, અભત્તઠં પચખામિ ॥ ચઉવિહં ॥ પિઆહારં ॥ અશણં પાણં ॥ ખાઇમં ॥ સાઇમં॥ અન્નથણા ભોગેણં ॥ સહસાગારેણં ॥ વોસિરામિ ॥

(ઇતિશ્રી છઠ્ઠું અપવાસનું પચખાણ સમંત્તં)

## પચખાણ સાતમું નિવિનુ.

નિવિગઈયં ॥ વિહં ॥ પચખામિ ॥ ચઉવિહં. ॥ પિઆહારં ॥ અસણં ॥ પાણં ॥ ખાઇમં ॥ સાઇમં ॥અન્નથણાભોગેણં ॥ સહસાગારેણં ॥ લેવાલેવેણં॥ ગીહથ સંસઠેણં ॥ ઉખીતવિવેગેણં ॥ પડુચમખેણં ॥ સવ્વસમાહિવત્તીયા ગારેણં ॥ અપ્પાણંવોસિરામિ.॥

(ઇતિશ્રી સાતમુ નિવિનું પચખાણ સમંત્તં.)

---

(પડિગણું કરીને ઉપર લખેલાં પચખાણ ગધેતું ગમે તે એક જાતનું પોતાથી પળી સકે તેવું યથાશકતી પ્રમાણે એક પચખાણ જરૂર કરવું જોઈએ એમાં અંતર પડવા દેવો નહીં.)

(ઈતિશ્રી છઠુ પચખાણુ આવસ્યક સમંત્ત)

---

હવે એગ પચખાણ કરયા પછી છ આવસ્યક કોઇ વડેરા શ્રાવકના મુખેથી શાંભલના ઈયા વડેરા શ્રાવક ના હોય તો પોતાની મેળે પૂર્વ તથા ઉત્તર દિસા તરફ ઉભા થઇને બે હાથ જોડીને છ અવસ્યકના નામ ભાણુવા તે નીચે પ્રમાણે.

૧ લે સમાયક ॥ ૨ જે ચોવીસંથો. ૩ ત્રીજે વાંદણા ॥ ૪ થે પડિકમણું ॥ ૫ મે કાઊસગ્ગં ॥ ૬ ઠે ॥ પચખાણ ॥ એ છએ આવશ્યક પુરા થયા, તેહેને વિશે ગાથા, પદ, આક્ષર, કાંહનો માત્ર મીંડી, રસ્વ, દિર્ઘ, ઓછું, અધિકુ, વિપરિત કેહેવાણું હોયતો ॥ માહારે તમારે મિચ્છામિ દુક્કડં. ॥ મિથ્યાત્વનું પડિકમણું. અવ્રતનું પડિકમણું પ્રમાદનું પડિકમણું. અસુભ યોગનું પડિકમણું કખાયનું પડિકમણું. એ પાંચે પડિકમણા સગિરિતે પડિકમ્યાના હોય તો. તસ્સમિચ્છામિ દુકડં. ગયા કાળનું પડિકમણું. વર્તમાનકાળની સામાયક. આવતા કાળના પચખાણ. એ ત્રણે કાલ સબંધી કિંચિત માત્ર પાપ દોશ લાગ્યો હોય તો અરિહંત કેવળી ભગવંતની સાખે મિચ્છામિ દુકડં. કરેમિ મંગળં થુયથુય મંગળં.

(હવે અહાં ત્રણવાર નમોથ્થુણં કહેવું.)



# સાધવંદણા

---

શ્રી સીદ્ધાય નમઃ

નમું અનંત ચોવીસી, રીખભાદીક માહાવીર;
આરજ ખેત્રમાં, ઘાલી ધર્મની સીર. ૧
મહા અતુલ્ય બલીનર, સુરવીર ને ધીર;
તીરથ પ્રવતાવી, પોહોતા ભવ જળ તીર. ૨
શ્રી મંધીર પ્રમુખ, જગન તીરથંકર વીસ;
છે અઢી દ્વીપમાં, જેવંતા જગદીશ. ૩
એકસોહો ને સીતેર, ઉદકષ્ટા પદ જગીશ.
ધન મોટા પ્રભુજી, જેહને નમાવું શીશ ૪
કેવળી દોય ક્રોડી, ઉદકસટા નવ ક્રોડ.
મુની દોંય સેસ ક્રોડી, ઉદકષ્ટા નવ સેસ ક્રોડ. ૫
વીચરે વીદેહે, મોહોટા તપસી ઘોર;
ભાવે કરી વંદું, ટાળે ભવની કોડ, ૬
ચોવીસે જીનના, સઘળા એ ગુણધર;
ચઉદસેહે ને બાવન, તે પ્રણમું સુખકાર. ૭
જીન સાસન નાયક, ધન શ્રી વીર જીણંદ,
ગૌતમાદીક ગણધર, વરતાવ્યો આણંદ, ૮
શ્રી રીખભ દેવના, ભરતાદીક સોહો પુત્ર;
વૈરાગ મન આણી, સંજમ લીયો અદભુત. ૯

કેવળ ઉપરાજી, કર કરણી કરતુત;
જીન મત દીપાવી, સઘળા મોક્ષ પોહત. ૧૦
શ્રી ભરતેશ્વરનાં, પટોધર હુવા આઠ;
આદીત જસાદીક, લીધી સીધ પુર વાટ. ૧૧.
શ્રી જીન અંતરના, હુવા પાટ અસંખ;
મુની મુગતે પોહોતા, ટાળી કરમના વંક ૧૨
ધન કંપીલ મુનીસર, નેગી નમું અણુગાર,
જેણે તતીક્ષણ તાગ્યો, સેસ્ર રમણી પરીવાર. ૧૩
મુનીવર હર કેસી, ચીત્ત મુની સરસાર;
સુધ સંજમ પાળી, કરી દીયા ભવપાર. ૧૪
વળી ઈખુકાર રાજા, ઘેર કમળાવતી નાર;
ભગુ ને જસા, તેહના દોય કુમાર. ૧૫
છય રીધ છાંડીને, લીધો સંજમ ભાર;
એને અલ્પ કાળમાં, પામ્યા મોક્ષ દ્વાર. ૧૬
વળીં સંજતી રાજા, હરણુ આહીડે જાય;
મુની વર ગદ ભાળી આણ્યો ગારગ ઠામ. ૧૬
ચારીત્ર લેઈને, ભેટયા ગુરૂના પાય;
ક્ષત્રી રાજ રૂખીસ્વર, ચરચા કરી ચીતલાય. ૧૮
વળી દસે ચક્રવત, રાજ રમણી રીધ છોડ;
દસે મુગતે પોત્યા, કુળને સોભા ચોડ. ૧૯
એણી ઉસર પણીમાં, આઠ રામ ગયા મોક્ષ;
બળભદ્ર મુનીશ્વર ગયા, પાંચમે દેવ લોક. ૨૦
વળી દેસાણુ ભદ્ર રાજા, વીર વાંધા ધરી માન;

પછે ઇંદ્ર હઠાવ્યો, દીયો છકાઇ અભેદાન. ૨૧
કરકંડુ પ્રમુખ, ચારે પ્રત્યક્ષ બોધ;
મુની મુગતે પોહોતા, જીત્યા કરમના જોધ. ૨૨
ધન મોટા મુનીવર, મ્રગા પુત્ર જગીસ;
મુનીવર અનાથી, ઝીત્યા રાગ ને રીસ, ૨૩
વળી સમુદ્ર પાળ મુની. રાજેમતી રેહે નેમ;
કેસી ને ગૌતમ, પામ્યા સીવપુર ક્ષેમ, ૨૪
ધન વીજેગોખ મુની, જેગોખ વળી જાણ;
શ્રી ગરકા આચારજ, પોહોત્યા છે નીરવાણ. ૨૫
શ્રી ઉતરાધેનમાં, જીનવરે કરયા વખાણ;
સુધે મન ધ્યાવ્યો. મનમે ધીરજ આણ. ૨૬
વળી ખંધક સન્યાસી, રાખ્યો ગૌતમ સ્નેહ;
માહાવીર શમીપે. પંચ મહાવ્રત લેહ. ૨૭
તપ કઠણ કરીને, ઝોંસી આપણી દેહ;
ગયા અચુ દેવ લોકે, ચવી લેશે ભવ છેહ. ૨૮
વળી રીખભ દત મુની, સેઠ સુંદરશણ સાર;
સીવરાજ રૂખીસ્વર, ધન ગંગીઓ અણગાર. ૨૯
સુધ સંજમ પાળી, લીયો તે કેવળ સાર;
એ ચારે મુનીવર, પોહતા મોક્ષ મુઝાર. ૩૦
ભગવંતની માતા, ધન ધન સતી દેવા નંદા;
વળી સતી જૈવંતી, છોડ દીયા ઘર ફંદા ૩૧
સતી મુગતે પોહોત્યાં, વળી તે વીરની નંદા
માહા સતી સુદરસણા, ઘણી સતીયોના વંદા. ૩૨

વળી કારતક શેઠે, પડીમાં વહી સુરવીર;
જમ્યો મોહોરા ઉપર, તાપસબળતી ખીર. ૩૩
પછે ચારીત્ર લીધો, ગંત્રી એક સેહસ આઠ ભીર
મરી હુવા સક્રી ઈંદ્ર, ચવી લેશે ભવ તીર. ૩૪
વળ રાય ઉદાઈ, દીયો ભાણેજને રાજ
પોતે ચારીત્ર લેઈને, સારયા આતમ કાજ. ૩૫
ગંગદત મુની આણંદ, તરણુ તારણુ જીહાજ;
કોસલ મુની રૂહો, દીયો ઘણા ને સાજ, ૩૬
ધન સુનખેતર મુનીવર, સર્વાન ભુતી અણુગાર;
આરધીક હુઇને, ગયા દેવ લોક મૂઝાર. ૩૭
ચવી મુગતે જાસે, વળી સીંગો મુનીશ્વર સાર;
બીજા પણ મુનીવર, ભગવતીમાં અધીકાર ૩૮
સેરણીકનો બેટા, મોહોટા મુનીવર મેઘ;
તજી આઠ અંતે ઉરી, આણ્યો મન સવેગ. ૩૯
વીર પે વ્રત લેઇને, બાંધી તપની તેગ;
ગયા વીજે વૈગાને ચવી લેસે સીવ વેગ. ૪૦
ધન થાવરચા પુત્ર, તજી બત્રીસે નાર;
તેની સાથે નીકળ્યા, પુરૂષ એક હજાર. ૪૧
સુખદેવ સન્યાશી, એક સેહેસ સીખ લાર;
પાંચસેહે સુસીલંગ, લીધો સંજમ ભાર. ૪૨
સરવે સેસ અઢાઈ, ઘણા જીવાને તાર;
પાંડુ ગીરી ઉપર, કરયો પાડો ગમન સંથાર. ૪૩
આરાધીક હુઇને, કીધો ઉખેવો પાર;

હુવા મોહોટા મુનીશ્વર, નામ લીધે નીસતાર. ૪૪
ધન જન પાળ મુનીવર. દોય ધનાવા સાધ
ગયા પ્રથમ દેવ લોકે, મોક્ષ જાસે આરાધ. ૪૫
શ્રી મલાનાથના છ મંત્રી, મહાબળ પ્રમુખ મુનીરાય
સરવે મુગતે સધાવ્યા, મોહોટી પદવી પાય. ૪૬
વળી જીત શત્રુ રાજા, સુબુધી નામે પ્રધાન,
પોતે ચારિત્ર લેઈને, પામ્યા મોક્ષ નિધાન. ૪૭
ધન તેતળી મુનીવર, દીયેં છકાઈ અભેદાન;
પોટીલા પ્રતી બોધ્યા, પામ્યા કેવળ ગ્નાંન. ૪૮
ધન પાંચે પાંડવ, તજી દ્રુપતી નાર.
સ્થીવરની પાસે, લીધો સંજમ ભાર. ૪૯
શ્રી નેમ વંદનનો, એહવો અભીગ્રહ કીધ
માસ માસ ખમણ તપ, સેત્રંજે જઈ સીધ. ૫૦
ધરમ ગોખ તણા સીખ, ધરમ રૂચી અણગાર;
કીડીઓની કરૂણા, આણી દયા રસાળ. ૫૧
કડવા તુંબાનો, કીધો સઘળો આહાર,
સ્વારથ સીધ પોહોત્યા, ચવી લેશે ભવપાર, ૫૨
વળી પુંડરીક રાજા, કુડરીક ડગીયો જાણુ;
પોતે ચારીત્ર લેઈને, ન ઘાલી ધરમમાં હાણુ. ૫૩
સ્વારથ સીધ પોહ્યા, ચવી લેશે નીરવાણુ;
શ્રી ગ્નાતા સુત્રમાં, જીનવરે કર્યાં વખાણુ. ૫૪
ગૌતમાદીક કુંવર, સગા અઢારે ભ્રાત;
સરવ અંધક વીસ્નુના સુત, ધારણી જારી માત. ૫૫

તજી આઠ અંતે ઉરી, કાઢી દીક્ષાની વાત;
ચારીત્ર લેઇને, કીધો મુક્તિને સાથ ૫૬
શ્રી અણી સણાદીક, છયે સહોદર ભાઇ;
વાસુદેવના નંદન, દેવકી જારી માય. ૫૭
ભદ્દલપુર નગરી, નાગગાહા વઇ જાણુ;
સુલસા ઘેર વધીયા, સાંભળી શ્રી નેમની વાણુ. ૫૮
તજી બત્રીસ બત્રીસ અંતે ઉરી, નીકળ્યા છટ કાય;
નળ કુબેર સમાણા, ભેટયા શ્રી નેમના પાય. ૫૯
કરી છઠ છઠ પારણા, મનમેં વૈરાગ લાય
એક માસ સંથારે, મુગત બીરાજ્યા જાય. ૬૦
વળી દારૂણ સારૂણ, દુમખ સુમખ મુની નામ
વળી કુંવર અણાઢી, ગયા મુગત ગઢ માંહી. ૬૧
વાસુદેવના નંદન, ધન ધન ગજ સકુમાળ,
રૂપે અતી સુંદર, કળાવંત વેહે બાળ. ૬૩
શ્રી નેમ સમીપે, છોડયો મોહ જંજાળ;
ભીખુની પડીમા, ગયા મસાણ મહા કાળ. ૬૩
દેખી સોમીલ કોપ્યો, મસ્તકે બાંધી પાળ;
ખેરના ખીરા, સીર ઠવિયા અસરાળ. ૬૪
મુની નજર ન ખંડી, મેટી મનની જાળ;
કઠણ પરીસો સહીને, મુગતે ગયા તતકાળ ૬૫
ધન ઝાળી મયાળી, ઉવીયાલાદીક સાધ
સ્યામ ને પ્રજ્જુન, અનીરૂધ સાધ અઘાઢ. ૬૬
બળી સચનેમી દ્રઢ નેમી, કરણી કીધી વાદ

દશે મુમતે પોહોત્યા, જીનવર વચન આરાધ, ૬૭
ધન અરજુન માલી, કર્યો કદા અઘ દુર.
વીરપે વ્રત લેઇને, સતવાદી હુવા સુર. ૬૮
કરી છઠ છઠ પારણા, ક્ષમા કરી ભરપુર,
છ માસા માંહી, કરમ કીયા ચકચુર ૬૯
વળી કુંવર એમતો, દીઠા ગોતમ સ્વામ;
સુણી વીરની વાણી, કીધાં ઓતમ કામ ૭૦
ચારીત્ર પાળી, પોહોત્યા સીવ પુર ઠામ,
ધુર આંદ મુંકાઇ, અનંત અકળ મુની નામ. ૭૧
વળીકૃશ્ન રાયની, અગર મઈખી આઠ;
પુત્ર વહુ દોયે, સંચીયા પુન્યના ઠાઠ. ૭૨
જાદવ કુળ સતીયા, ટાલ્યો દુખ ઉચાટ;
પોહોત્યા સીવ પુર મેં, એ છેત્રનો પાઠ. ૭૩
સરણીકની રાણી, કાળીયાદીક દસ જાણ;
દસે પુત્ર વીજોગે. સાંભળી શ્રી વીરની વાણ. ૭૪
ચંદન બાળાપેં, સંજમ લેઇ હુવા જાણ;
તપ કરી દેહ ઝોંસી. પોહોત્યા છે નીરવાણ. ૭૫
નંદાદીક તેરે, સરણીક નૃપની નાર.
સંગલી ચંદન બાળાપે. લીધો સંજમ ભાર. ૭૬
એ નેવું જણાનો અંતગઢમાં અધીકાર. ૭૭
સરણીકાના બેટા, જાળીયાદીક ત્રેવીશ,
વીરપેં વૃત લેઇને, પાલ્યો વીસવા વીસ. ૭૮
તપ કઠણ કરીને, પુરી મન જગીસ

દેવલોકે પોહોત્યા, મોક્ષ જાશે તજી રીસ ૭૯
કાકડીનો ધનો, તજી બત્રીસે નાર;
મહાવીર સમીપે, લીધો સંજમ ભાર. ૮૦
કરી છઠ છઠ પારણાં, આંબેલ ઉચ્ચીત્ત અહાર;
શ્રી વીરે વખાણ્યા, ધન ધનો અણગાર. ૮૧
એક માસ સંથારે, સ્વારથ સીધે પોહંત;
મહા વિદેહ ક્ષેત્રમાં, કરશે ભવનો અંત. ૮૨
ધનાની રીતે, હુવા નવે સંત;
શ્રી અનુત્રવવાઇમાં, ભાખી ગયા ભગવંત. ૮૩
સુબાહુ પરમુખ, પાંચ પાંચસે નાર,
તજી વીરપે લીધો, પંચ મહાવ્રત સાર. ૮૪
ચારીત્ર પાળી, પાલ્યો નીર અતીચાર;
દેવ લોકે પોહોત્યા, સુખવીપાકે અધીકાર. ૮૫
સરણીકના પોતા, પોમાદીક હુવા દસ,
વીરપે વ્રત લેઇને, કાઢયો દેહનો કસ. ૮૬
સંજમ આરધી, દેવલોકમાં જઇ વસ;
મહા વિદેહ ક્ષેત્રમાં, મોક્ષ જાશે લઇ જસ. ૮૭
બળભદ્રના નંદન, નીખડાદીક હુવા બાર;
તજી પચાસ પચાસ અંતે ઉરી, તામ દીયો સંસાર, ૮૮
સઉ નેમ સમીપે, ચાર મહાવ્રત લીધ,
સ્વારથ સીધે પોહોત્યા, હોશે વીદેહમાં સીધ. ૮૯
ધન ધનો ને સાળીભદ્ર, મુની સરાની જોડ
નારીના બંધન, તતક્ષણ નાખ્યા ત્રોડ. ૯૦

ઘેર કુટંબ કબીલો, ધન કંચનની ક્રોડ;
માસ માસ ખમણુ તપ, ટાળશે ભવની ખોડ. ૯૧
શ્રી સુધરમા સ્વામીના સીખ, ધન ધન જંબુ સ્વામ;
તજી આઠ અંતે ઉરી. માત પીતા ધન ધામ, ૯૨
પ્રભવાદીક નારી, પોહોત્યા શીવ પુર ઠામ,
સુત્ર પ્રવતાવી, જગમેં રાખ્યો નામ. ૯૩
ધન ઢુંઢણ મુનીવર, કક્ષ રાયના નંદ;
સુધ અભીગ્રહ પાળી, ટાળી દીયો ભવ ફંદ ૯૪
વળી ખંધક રૂષીની, દેહ ઊતારી ખાલ;
પરીસો સહીને, ભવ ફેરા દીયા ટાળ. ૯૫
વળી ખંધક રૂષીના, હુવા પાંચસેહ શીશ;
ઘાંણીમાં પીલ્યા, મુગતી ગયા તજી રીસ ૯૬
સંભવ વીજય સીખ, ભદ્ર બાહુ મુનીરાય;
ચઉદ પુરવધારી, ચંદ્ર ગુપ્તી આણ્યો ઠાય; ૯૭
વળી આદ્ર કુમાર મુનીવર, થુળીભદ્ર નંદી ખેણુ;
અરણીક એમંતો, મુનીશ્વરાની સેણુ. ૯૮
ચોવીસે જીનના મુની, સંખ્યા હુવા અઠાવીસ લાખ.
સેહેસ અડતાલીસ ઉપર, સુત્ર પર્મપરા ભાખ. ૯૯
કોઈ ઓતગ વાંચો, મોઢે જયણા રાખ;
ઉઘાડા બોલે, પાપ લાગે વીપાક. ૧૦૦
ધન ગારૂદેવી માતા, ધ્યાવ્યો નીરમળ ધ્યાન;
ગજ હુદે પામ્યાં. નીરમળ કેવળ ગ્નાન; ૧૦૧

ધન આદેશરની પુત્રી, બ્રામી સુદંરી દોય,
ચારીત્ર લેઈને. મુગતી ગયા સુધ્ધ હોય. ૧૦૨

ચોવીસે જીનની, વડી સીખણી ચોવીસ;
સતી મુગતે પોહોત્યા, પુરી મનની જગીસ ૧૦૩

ચોવીસે જીનની, સરવ સાધવી સાર;
અડતાલીસ લાખ ને, આઠસેહે સીતેર હજાર ૧૦૪

ચેડાની પુત્રી, રાખી ધરમ સુપ્રીત;
રાજેમતી વીજીયા, મ્રગાવંતી સુવનીત. ૧૦૫

પદમાવતી મણી રાયા, દ્રુપદી દવંદતી સીતા;
ઈત્યાદીક સતીયા, ગઇ જગાવરો જીત. ૧૦૬

ચોવીસે જીનના, સાધ સાધવી સાર;
ગયા મોક્ષ દેવલોકે, રૂદયે રાખી ધાર; ૧૦૭

એણે અઢી દ્વીપમાં, ધરઢા તપસી બાળ.
સુદ્ધ પાંચ મહાવ્રત ધારી, નમો નમો ત્રણ કાળ. ૧૦૮

એ જતીયા સતીયાનાં. લીજે નીત પ્રતી નામ!
સુધે મન ધ્યાવો; એહીજ તરણારો ઠામ. ૧૦[illegible]

જતીયા સતીયા સું, રાખી ઉજવળ ભાવ;
એમ કહે રૂષી જેમલજી, એહી તરણારો નાંવ. ૧૧૦

સંવત અઢાર ને, વર સાતો સીરદાર;
શેહેર ઝાલોરમાં, એહ કહયો અધીકાર. ૧૧૧

# શિદ્ધ ભગવંતની સ્તુતી.

## હરી ગીત છંદની ચાલ.

જગત ભૂષણ વિગત દૂષણ, પ્રણવ પ્રાણીનિ રૂપકં,
ધ્યાન રૂપ અનુપ ઉપમં, નમો સિદ્ધ નિરંજનં. ૧

ગગન મંડલ મુક્તિ પદમં, સર્વ ઉદ્ધનિવાસિનં
જ્ઞાન જોતિ અનંત રાજે, નમો સિદ્ધ નિરંજનં. ૨

અજ્ઞાન નિંદ્રા વિગત વેદના, દલિત મોહ નિરાયુકં,
નાગ ગોતમ અંતરાયં, નમો સિદ્ધ નિરંજનં. ૩

વિકટ ક્રોધા માન યોધા, માયા લોભ વિસર્જનં;
રાગ દ્વેષ વિમુદ્રિત અંકુર, નમો સિદ્ધ નિરંજનં. ૪

વિમળ કેવળ જ્ઞાન લોચન, ધ્યાન સકલ સમીરિતં;
યોગિના મતિ ગમ્યં રૂપં, નમો સિદ્ધ નિરંજનં ૫

સુસ મય સમકિત દૃષ્ટિ જિનકી, સોહિ યોગ અયોગિકં;
યોગિના મતિ ગમ્ય રૂપં, નમો સિદ્ધ નિરંજનં ૬

યોગ મુદ્રા સમ સમુદ્રા, પુરિ પલ્યંકાસનં;
યોગિના મતિ ગમ્ય રૂપં, નમો સિદ્ધ નિરંજનં. ૭

ચંદ્ર સૂરજ દિપ મનકી, જોતિ યેંનઉલંધિતં;
તે યોતિથી કોઈ અપરં યોતિ, નમો સિદ્ધ નિરંજનં. ૮

સિધ તીર્થ અતીર્થ સિધા, ભેદ પંચ દશાદિકં
સર્વ કર્મ વિમુક્તિ ચેતન, નમો સિદ્ધ નિરંજનં ૯

એક માંહિ અનેક રાજે, એક માંહ એ કિકં;
એક અનેકકીનાંહિ સંખ્યા, નમો સિદ્ધ નિરંજનં. ૧૦

અતુલ સુખીકી લેહેરમાં પ્રભુ. લીન રહે નિરંતરં;
પરંબ્રહ્મ જ્ઞાન અનંત દર્શન, નમો સદ્ધિ નિરંજનં ૧૧

અજર અમર અલખ અનંતં, નિરાકાર નિરંજનં;
ધર્મ ધ્યાનથી સિદ્ધ દર્શન, નમો સિદ્ધ નિરંજન. ૧૨

---

## સોળ શતીઓના નામ.

આદિનાથ આદે વીરજીને વંદી, સફળ મનોરથ કીજીએએ
પ્રભાતે ઉઠીને મંગલીક કામે, સોલ સતી નામ લીજીએએ, ૧

બાળ કુંવારી જગ હેતકારી. બ્રહ્મી ભરથની બેનડીએ;
ઘટઘટ બ્યાપીક અક્ષર રૂપે. સોળ શતીમાંહે જે વડીએ. ૨

બાહુબળ ભગની શતી શિરોમણી, સુંદરી નામે રિખભ સુતાએ;
અગસરૂપી ત્રિભુવન માંહી, જેહ અનોપમગુણ જોતાએ. ૩

ચંદન બાળા બાળપણેથી, શિયળવંતી સુધ શ્રાવિકાએ;
અડદના બાકુળા વીર પ્રતિલાભ્યા, કેવળ લહી વ્રત ભાવિકાએ ૪

ઉગ્રસેન ધુઆ ધારણીનંદન. રાજેમતી નામ વલભાએ;
જોબન વીશે કામને જીતી, સંજમ લઇ દેવ દુલભાએ. ૫

પંચ ભરથારી પાંડવ નારી, દ્રુપતી તનઆ વખાણીએએ
એકસો આઠે ચીવર પુરાણાં, શિયળ મહિમા તસુ જાણીએએ ૬

દશરથ નૃપની નારી નીરોપમ, કૌશિલા કુળ ચંદ્રિકાએ;
શિયળ શલુણીં રામ જનેતા પુન્ય તણીં પ્રનાલીકાએ.

કોશંબીક ઠામે સંતાનિક નામે રાજ કરે રંગ રાજીઓએ:
તશઘર ઘરણી મૃગાવતી સતી સુરભુવન જસ ગાજીઓએ.
સોળસા સાચી શિયળ ન કાચી રાચી નહીં વિખયા રશેએ
મુખડું જોતાં પાપ પુલાએ નામ લેતાં મન ઉલસેએ.

રામ રઘુવંશી તેહનીકાગની જનક સુતા સીતા સતીએ;
જગ સહુ જાણોધીરજકરતાંઅનળશીતળથયો શીયળથીએ ૧૦

કાચે તાંતણે ચારણી બાંધી, કુવા થકી જળ કાઢીઓએ;
કલંક ઉતારવા સતીત સુભદ્રા, ચંપા બાર ઉઘાડીઓ એ. ૧૧

સુરનર વંદીત શિયળ અખંડિત, શીવા શીવપદ ગામનીએ;
જેહને નામે નિર્મળ થઈએ, બલહારી તસ નામનીએ; ૧૨

હસ્તિનાગ પુરે પંડુરાયની, કુંતાં નામે કામનીએ;
પાંડવ માતા દશે દશારની, બેનાં પતિવ્રતા પદમનીએ. ૧૩

શિયળવંતી નામે શિયળવંતી ધારણી, ત્રીવધે તેને વંદીએએ;
નામ જપંતાં પાતક જાએ, દર્શન દુરતન કંદીએએ. ૧૪

કાકંડી નગરી નળ નરંદની, દમયતી તશ ગેહનીએ;
સંકટ પડે શિયળજ રાખો, ત્રિભુવન કીર્ત્તિ તેહનીએ. ૧૫

અનંગ અજીતા જગ જન પુજીતા, પુફચુલાને પ્રભાવતીઓ;
વિશ્વ વિખ્યાતા કામિતદાતા. સોળમી સતી પદમાવતીએ. ૧૬

વીરે દાખી શાસ્ત્રે શાખી, ઉદય રતન ભાસે મુદાએ;

વેણુલોવાતાં જે નર ભણશે, તે લેશે સુખ સંપદાએ. ૧૭

---

## સુભદ્રાની સઝાય.

મુનીવર સોધેરે ઇરજા, જીવના જતન કરંત
તરણું ખૂત્યું આંખમાં, નયણે નીર ઝરંત. ૧

કલ્પવૃક્ષ જેણે ઓળખ્યો, આંગણે ઉમોરે; જેહ;
જીભે તરણું કાઢીયું, સાસુને પડોરે સંદેહ ૨

તે સજ્જનશું કીજીએ, જેણે કુળ લાગે લાજ;
પુત્ર વહુ સોના સમી, નહીં અમારે કાજ. ૩

ગુણ વિણસી ગુણ લાકડી, ગુણ વિણ નાર કુનાર,
મન ભાંગો ભરતારનો. નહીં અમારે ઘરબાર, ૪

પીઉ વચન શ્રવણે સુણી, સતી મન ચિંતવે એમ
જીન ધર્મ કલંક જાણી કરી, કાઉસગ કીધોરે તેમ. ૫

ઈંદ્ર તણું આસન ચળ્યું, સતી શિર આવ્યું રે આળ,
પોળ જડાવું નગરની, તોરે ઉતરશે ગાળ. ૬

ભુંગળતો ભાંગે નહીં, ઘણ ન લાગે ઘાય.
ચંપા પોળ ન ઉઘડે, આકળ વ્યાકુળ થાય. ૭

આકાશે ઉભા દેવતા, બોલે એહવારે બોલ,
સતી જલ સીંચે ચારણી, તોરે ઉઘડશે પોળ. ૮

રાજા મન આણંદીઓ, નગર ઘણીછે નાર;
અંતે ઉરછે માહરે, સતી શિરોમણી સાર. ૯

અંતે ઊર કીધું એકઠું, કૂત્રા કાંઠે નહીં માગઃ
કાચે તાંતણે ચારણી ત્રૂટી જાયે ત્રાગ. ૧૦

અંતે ઉર થયું દયામણું, રાંજા થયો નિરાશ;
મોટીપણું મનમાં રહ્યું. ધિગ વજ્યોધર વાસ- ૧૧

નગરી પડો વગડાવીયો, વસ્તી દીસે હેરાન;
પ્રજાને પીડા ઘણી, કોઇ દીયો જીવતદાન. ૧૨

પડો આવ્યો ઘર આંગણે નગરી હાલકલ્લોલ;
જો માતા અનુમત દીઓ, તોહું ઊધ્રાડું રે પોળ. ૧૩

વલી વલી વહુવર સું કહું, નહીં નિર્લજને લાજ;
નવકુલ નાગ નાશી ગયા, આવ્યુ કીકડે રાજ. ૧૪

દોશ તે દીજે કર્મને કળંક ચઢાવ્યુરે માય;
પડો છબી ઉભી રહી, જઇ સંભળાવ્યો રાય, ૧૫

વેગેતે જઇરે વધામણી, રાજા નહીં વિશ્વાસ;
પ્રતક્ષ જુઓ એ પારખું, જઇ કરો તાપસ. ૧૬

સુખાસન બેશી કરી, આવી જીહાં છેરે કુંપ; *
વદન પુનમ ચંદસો, દેખી હરખ્યો ભુપ; ૧૭

રાજા મંન આણંદીયો, હૈડે હરખન માય,
પ્રજાને પીડા ઘણી, સાર કરો મોરી માય. ૧૮

આવર પુરૂષ બંધવ પિતા, સતી મન કામા સોય;

માનવ સહુ મેડીયે ચડી,સતી જુએ સહુ કોય ૧૯

કાચે તાંતણે ચારણી. સતી કલા ચઢી સોલ;
કામની કુંપ જલે ભરી ઉઘાડી ત્રણ પોળ. ૨૦

કોઇ પીયર કોઈ સાસરે, કોઈ હોશે માને મોસાળ
ચોથી પોલ ઉઘાડશે, જે હોશે શિયળ ચોસાલ. ૨૧

ચોથી પોળ ઉઘાડશે, જે હોશે શિયળ નિકલંક,
સુરનર હોજો સાખીયા,સુભદ્રાએ ટાલ્યું કલંક ૨૨

નાક રહ્યું નગરી તણું, ગામ ઊતારીરે ગાળ;
રાય રાણા પ્રશંશા કરે, સતિય શિરોમણ સાર. ૨૩

નર નારી જે પાળશે, તે તરસેરે સંસાર;
સિદ્ધ તણાં સુખ પામશે, અમર તણો અવતાર; ૨૪

સંઘો કહે શિયળ સતી, મહીલાયે રાખ્યોરે નામ;
ઘણુ કેરાં દુખડાં, રહેશે સોના કેરે ઠામ, ૨૫



# ચોવીસ તિર્થંકરનાં નામ.

## પ્રભાતિયું.

શ્રીરીખભ અજીત સંભવ સ્વામી, અભીનંદનજી અંતરજામી;
રાગદ્વેષદોય ક્ષય કરણા, વંદુ સોળે જીન સોવન વરણા. ૧
સુમતજીને સુપાસો પ્રભુ, મુક્તિ ગયા મેટી ગર્ભાવાસો;
દુર કીયા જમ્માણ મરણા, વંદુ સોળે જીનસોવન વરણા. ૨
શીતળ શ્રેયાંસ જીનદોએ, પ્રભુ ચૌદે રાજ રહ્યા જોઇ;
વિમલ સુમતી નીરમલ કરણા. વંદુ સોળે જીન સોવન વરણા; ૩
અનંત નાથજી અનંત જ્ઞાની, જીસું મનરી વાતો નહીં છાની;
ધર્મજીરો ધ્યાન હૃદેધરણા; વંદુ સોળે જીન સોવન વરણા. ૪
શાંતીનાથજી સાતાકારી, કુંથુનાથજીરી જાઊં બલીહારી;
અરનાથ આતમ ઉધરણા, વંદુ સોળે જીન સોવન વરણા. ૫
મહિમા ઘણો નેમીનાથ તણો, મહાવીરજી હુવા સાસનરા ધણી;
મે ઝાલી જારાં ચરણા, વંદુ સોળે જીનસોવન વરણા. ૬
પ્રભુરો સરીર સંપદા સુંદર સોહે, નીરખંતા નયન તુરત મોહે;
ચતુર નરરા ચીત હરણા, વંદુ સોળે જીન સોવન વરણા. ૭
પ્રભુજીની દીપ દીપ રહી દેહી, જીને સુરનર નીરખી રહ્યા કેઈ;
આંખ્યે તો દુઃખ જાવે અમી ઝરણા, વંદુ સોળે જીન સોવનવરણા. ૮
પ્રભુજીરો મસ્તક લેઇ પગ નખતાંહી; જારો શરીર વખાણ્યો માહી;
ચારૂસંઘ લેવે શરણાં, વંદુ સોળે જીન સોવન વરણા; ૯
તીન લોકરો રૂપ પ્રભુજી પાયો, દુજી માવડી બેટા એસો નહીં જાઓ
જ્યારો ચોસઠ ઈંદ્ર ભેટે ચરણા, વંદુ સોલે જીન સોવન વરણા ૧૦

એક સમચે અરજ સુણુજો સોલે. રૂપી રાયચંદજીઆયાઆપરેઓળે, ગારાઆવાગમણુ દુઃખ દુર કરણુ,વંદુ સોલેજીન સોવન વરણુ. ૧૧
સંવત અઢારસેં છત્રીસ વરશે. કીયો નાગોર ચોમાસો ભાવ સરશે. જારો ભજન કીયાભવસાગર તરણાં,વંદુસોલેજીન સોવનવરણુ.૧૨

---

શ્રાવકના એકવીશ ગુણ

૧ શરાવક કેવા છે, નવ તત્વના જાંણુછે.
૨ શરાવક કેવાછે, કોઇની શાન્ય વાંછે નહીં:.
૩ શરાવક કેવાછે, કોઈનાં ચળાવા ચળે નહીં.
૪ શરાવક કેવાછે, કરણી કરતુત કરે પણ ધરમનાં ફ-ળનો સંદેહ આણે નહીં.
૫ શરાવક કેવાછે. શાધશાધવીની દુગંછાં ન કરે.
૬ શરાવક કેવાછે. નીગરંથ પરવચનનાં જાણછે.
૭ શરાવક કેવાછે, હાડહાડની મીજાએ રંગલાગાછે.
૮ શરાવક કેવાછે, માહા નાંઆઇવંતછે.
૯ શરાવક કેવાછે, ફટક રતન જેમ નીરમળુ તેમ શરા-વક હઇઆને વીશે ઉજળા નીરમળા છે.
૧૦ શરાવક કેવાછે, અવંગુઅકેતા. દાંનશાળ તથા ઘ-રનાં બારણાં સદાઅ ઉઘાડાંછે.
૧૧ શરાવક કેવાછે, અપરતીતકારી ઘેર જાય નહી.
૧૨ શરાવક કેવાછે, આઠમ પાખી ચઉદશ આગાંવાશનાં અપવાશ તથા પોશા તથા પડીકમણુ તથા ચોવીયાર રાત્રી ભોજનને તીવોઆરનાં કરનાર છે.

૧૩ શરાવક કેવાછે! બારે ભેદે તપશાના કરનાર છે.

૧૪ શરાવક કેવાછે! આરંભ પરીધરેથી કાંઈક નીવરતાછે. ને કાંઇક નથી નીવરતા.

૧૫ શરાવક કેવાછે! પચણાં પચાચણાંથી કાંઇક નીવરતાછે ને કાંઈક નથી નીવરતા.

૧૬ શરાવક કેવાછે! કરણાં કરાંવણાથી કાંઈક નીવરતા છે ને કાંઇક નથી નીવરતા.

૧૭ શરાવક કેવાછે! પાપ કરગ થકી કાંઇક નીવરતા છે ને કાંઈક નથી નીવરતા.

૧૮ શરાવક કેવાછે! પરજીવ દુરબળનાં અનુકંપાવંત છે.

૧૯ શરાવક કેવાછે, કુટણાં પીટણાં થકી કાંઇક કાંઈક નીવરતા છે ને કાંઇક નથી નીવરતા.

૨૦ શરાવક કેવાછે. પાંચઈંદરીનાં વીખે વીકારથી કાંઇક નીવરતા છે ને કાંઇક નથી નીવરતા.

૨૧ શરાવક કેવાછે, શાવજ કરણી એટલે પાપથકી કાંઇક નીવરતા છે. ને કાંઇક નથી નીવરતા.

એ એકવીશ ગુણે કરી સંપુરણ હોય તેને શ્રી ભગવંતે શુધ શાવક કહયા છે.



શ્રી શીલ સુંપનાં ચોથા આરાને છેડે શ્રી ચંદ્ર ગુપત રાજાને લાગા તેહેનો અર્થ શ્રી ભદર બહુ સ્વામી ચાર ગનાન શહીત હતા તેગને કહુ કે આ સરવે પાંચમા

આરામાં થશે તે કહે છે.

૧ કલપ વ્રક્ષની શાખા ભાગી દીઠી તેણે પરભાવે સ્વામી શું હોસે. હે ચંદ્રગુપ્ત રાજા પાંચમા આરાને વીશે કોઇ મોટકો રાજાદીક જઇન ધરગ પામશે નહી.

૨ આકાશે સુરજ આથમતો દીઠો તેણે પ્રભાવે સ્વામી શું હોસે. પાંચગા આરામાં કેવળજ્ઞાન ઉપજશે નહી

૩ ચંદ્રમામાં ચારણી પેઠે છીદર દીઠાં તેણે પ્રભાવે સ્વામી શું હોસે. હે ચંદ્રગુપ્ત જઇન ગારગ ચારણીની પેરે ચળાશે. જઇન મારગને વીશે જુદા જુદા ભેદ તથા મત ઘણા પડી જાસે.

૪ આકાસે ભુતનાં ચેન દીઠાં તેને પ્રભાવે સ્વામી સું હોશે. હે ચંદ્ર પાંચગાં આરામાં કુગરૂ કુદેવની માનના તથા આડંબર ઘણો ચાલશે.

૫ બારફીણો શરપ દીઠો તેણે પ્રભાવે સ્વામી સું હોશે. હે ચંદ્ર પાંચમો આરો થોડો જાતાં. બાર દુકાળી માહાકાળ પડશે તેમાં સઘળી મોંઘવારી થાસે.

૬ વિદ્યાધર વગાન મુકી પાછા વળતા દીઠા તેણે પ્રભાવે સ્વાગી શું હોશે હે ચંદ્ર પાંચમાં આરામાં શાધશાધવી ને લબધી ઉપજશે નહી.

૭ કમળ પુસ્ન ઉકરડે ઉગતું દીઠું તેણે પ્રભાવે સ્વામી શું હોશે. હે ચંદ્રગુપત પાંચમા આરામાં નીચની શેવા આકરી ઊંચ વરણ કરસે.

૮ અંધારે આગીઆનું અજવાળુ દીઠું. તેણે પ્રભાવે સ્વામી શું હોશે. હે ચંદ્ર પાંચમા આરામાં ભરત ખેત્રને વીશે જૈન ધરમ થોડો રેહેશે.

૯ મોટું સરોવર સુકું દીઠું. તેણે પ્રભાવે સ્વામી શું હોશે હે ચંદ્ર. પાંચમા આરામાં જૈનધરમ દક્ષણમાં થોડુંક અલ્પ પાણી દીઠું દેશમાં થોડોક રેહેશે.

૧૦ કુતરાને સોનાની થાળીમાં ખીર ખાતો દીઠો. તેણે પ્રભાવે સ્વામી શું હોશે હે ચંદ્ર પાંચમા આરામાં ઉંચ વરણની લક્ષ્મી નીચને ધરે જાસે.

૧૧ હાથી ઉપર વાંદરાને ચડતો દીઠો. તેણે પ્રભાવે સ્વામી શું હોશે હે ચંદ્ર પાંચમા આરામાં ઉંચવરણા હીંદુનું રાજ મલેચ નીચને ધરે જાશે.

૧૨ સમુદરને મરજાદા લોપતો દીઠો તેણે પ્રભાવે સ્વામી શું હોશે હે ચંદ્ર પાંચમા આરામાં રાજા અધરમી અનાઇનંત નીરદય થશે.

૧૩ માહારથે નાંના વાછડા જુતતાં દીઠાં. તેણે પ્રભાવે સ્વામી સું હોશે હે ચંદ્ર પાંચમા આરામાં મોટા ક્ષત્રી આદીક રાજાનો ધરમ તે જૈનધરમ વણીકને ધરે જાશે.

૧૪ રતનનું તેજ ઝાંખું દીઠું તેણે પ્રભાવે સ્વામી શું હોસે હે ચંદ્રગુપ્ત પાંચમા આરામાં જૈનધરમનો શતે-

૯ રાગ થોડો થોડો અલ્પ રહેશે.

૧૫ રાજાના કુંવરને બળદ ઉપર ચઢતો દીઠો તેણે પ્રભાવે સ્વામી શું હોશે હેચંદ્ર માંહોમાંહી સગાં સબંધી તથા ભાઇ સંબંધને રાગ સનેહ થોડો રહેશે.

૧૬ માવત વીના બે કાળા હાથીને વઢતા દીઠા. તેણે પ્રભાવે સ્વામી શું હોશે હે ચંદ્રગુપત રાજા. તેણે પ્રભાવે પાંચમા આરામાં જોઈતા મેહ વરસશે નહી. મનુષ્યમાં છળભેદ કપટ ઘણું ઘણું વધતું જાશે.

---

## શામાયકના બત્રીસ દોષ.

મનના દોખ લખ્યા છે.

| | |
|---|---|
| ૧ અવીવેક છાંડવો. | ૬ નીઆણું ન કરવું. |
| ૨ જશ કીરતીનો વાંછવો. | ૭ ફળનો સંદેહ ન ધરવો. |
| ૩ લાભનો વાંછવો. | ૮ અવીનય ન કરવો. |
| ૪ ગરવ છાંડવો. | ૯ રોશનો કરવો. |
| ૫ ભય છાંડવો. | ૧૦ ભગતી ન ચુકવી. |

વચનના ૧૦

| | |
|---|---|
| ૧ કુવચન ન બોલવું. | ૬ કળેહવંચન નબોલવું. |
| ૨ રેહેસ્તકારી ભાષા ન બેલવી | ૭ વીકથા ન કરવી. |
| ૩ હલકો બોલવું. | ૮ હાંસી કતોહલ ન કરવું |
| ૪ આપછંદી વચનનબોલવું | ૯ અતી ઉતાવળુ ન બોલવું. |
| ૫ વચનનો સંક્ષેપ ન કરવો. | ૧૦ જાવું આવવુ ન કરવું. |

કાયાના બાર

| | |
|---|---|
| ૧ પલોઠી ન વાળવી. | ૭ આળસ ન મરડવી. |
| ૨ પગ ઉપર પગ ન ચડાવવો. | ૮ ટાચકા ન ફોડવા. |
| ૩ એક ઠેકાણે બેસવું. | ૯ શરીરનો મેલ ન ઉતારવો. |
| ૪ ઘરનુ કામ ન કરવું. | ૧૦ ખરજ ન ખણવી. |
| ૫ અંગ ઉપાંગ ન મરોડવું | ૧૧ શરીર અંપાવવું નહીં. |
| ૬ ઓઠીંગણે ન બેસવું. | ૧૨ નીંદ્રા ન કરવી. |

એ રીતે દોશ ટાળી સમાયક કરવી.

---

## લાવણી ગુણકાની

ભર દરીયામાં હમેશ નાહાતે, કાદવ કપડાં કયું ધોતા;
પ્રતિવરતા ઘેર નાર પદમણી, ગુણકાશું મન કયું મોહતા.
એ આંકણી. ભા૦ ૧

ખાય પીએ ને મારે ખાસડાં, સંચ્યા માલ મુરખ શું ખોતા;
હંસ સભામાં કયુ ન બેઠા, બગલા સાથે ખાય ગોથા. ભા ૨

આંબ વરણુકી છાંય છોડકે, આકકી છાંયમે કયું સોતા;
ઉગેઉને તો કયુ ન બોતા, જાય આગમે કયું ખોતા. ભા. ૩

સરાદ સરાવતે કંઇ જુગ વહી ગયા, મુવા પછી મુખ કયું
જોતા;
આવ્યા ગનુષ્યકું આદર ન દેતા, મુઆ બાપકું કયું રોતા. ભા૦ ૪

સાચી બંનગી કરલે સાહેબકી, અગર લેખ તેરા તોતા;
તસ પરતાપે ભણે ખીમદાસ, એ અવસર ફીર નહિ હોતા.
ભર દરિયામાં હમેશ નાહતે, કાદવ કપડાં કયું ધોતા;
પતિવરતા ઘેર નાર પદગણી, ગુણકા શું મન કયું મોતા. ૫

## પરનારીની સજાય.

સુણ ચતુર સુજાણ પરનારીશુ પ્રીત કબુ નવ કીજીયેં;
મારા વાલાજી દેખી પ્યારી નાર હઇયે નવ રીઝીયે. ૧
જેને પર નારીશુ પ્રીતલડી, તેને હઇયે રૂધણ થાય ઘણી;
તેને કુળ મરજાદા નવ ગણી, સુણ૦ મારા૦ ૨
વાલા સાંજ પડેને રવી આથમે,
એનો જીવ ભમરાની પેરે ભમે;
તેને ઘરનો ધંધો નવી ગમે. સુણ૦ મારા૦ ૩
તારી લજ્જા જાશે નાત જાતમાં,
પછે હલકા પડશો સઊ સાથમાં;
પછે રેહેશે ધુગાડો હાથમાં. સુણ૦ મારા૦ ૪
તું જઇ વળગ્યો છે દુત્તીને,
તારૂં ધન માલ લેશે લુટીને;
પછે રહીશ હઇયું કુટીને. સુણ૦ મારા૦ ૫
તુંતો બેઠો મુંછો મરડીને,
તારૂ કાળજડુ લેશે કરડીને;
તારૂં લોહી માંસ લેશે ઉતરડીને. સુણ. મારા. ૬
તને પ્રેમના પ્યાલા પાઇને,
તારા વસ્ત્ર લેશે વાઈને;
પછે ખોખુ કરશે ખાઇને. સુણ૦ મારા૦ ૭
વાલા પરમંદીરમાં પેશીને,
તમે પર સેજાપર બેશીને;

તમે વાત કરો દલ વાસીને. સુણ૦ મારા૦ ૮
વાહાલા પરણ્યા થકી પ્રીતે વળી.
તાહારૂં માથુ વઢાવે પરનારી;
તું તો નિસચે જાણજે નિરધારી. સુ૦ મારા૦ ૯
વાહાલા ભોરંગ થકી તો શેજે ડરીએ,
એમ પર નારીને પરહરીયે;
તો નરકાદિકમાં નવ પડિયે. સુણું૦ મારા૦ ૧૦
વાહાલા નથી ઉતરવાનો આરો,
તમે જીતી બાજી કંઈ હારો;
વાહાલા સામો છે જમનો મારો. સુ૦ મા૦ ૧૧
વાહાલા શંકર કહે સત માનોને,
તમે રૂદે કમળમાં જાણોને;
તમે ધરમ ધ્યાંન ચીત આણોને. સુણુ ચતુર
સુજાણુ પરનારીશું પ્રીત કશુ ન કીજીએ;
મારા વાહાલાજી દેખી પ્યારી નાર હઇયે નવ
રીજીયે, ૧૨

---

## રાગ કેરબો.

જોબના જોર ભયોજી;
વારૂ તારા વીખીઆની સંગે મત જાઓ,
જોબના જોર ભયોજી; એ આંકણી
નારીતે નાગણુ સરખીરે;

ભીનકો એહ સભાવ;
વણુ ખાધે વીખ નીપજેરે;
નારીનરગલેઇજાએ; જોબના; વારૂ; જોબના; ૧
નારીતે નરગનો દીવડોરે;
પુરસ પતંગીઓ જાંણુ;
તેને દેખી દાહાઝે સહુરે;
જીવે જે વરલાજી કોએ; જોબના; વારૂ; જોબના ૨
આ સનસારછે કારમોરે;
દીશેછે આલપંપાલ એવુ જાણીને તમે ચેતજોરે;
જેગ નાંખી માંછલડે જાલ;
જોબના; વારૂ; જોબના, ૩
માતા પીતા ભાઈ બેનડીરે;
કુંટબ તણો પરીવાર;
વલતી વેલાનું સહ સચુરે;
પછે કીધો છે લાંબો જુહાર; જોબના; વારૂજોબના; ૪
દેહી લગી સગી આસ્ત્રીરે;
સેરી વોલાવણુ સગી માત;
સેમાડા લગણુ સજન ભલુરે;
પછે હંસ એકલડો જાઆ; જોબના; વારૂ; જોબના; ૫
આઠમ પાખી નવી ઓલખીરે;
જીવે ભોળા કીધાંછે કંમ;
સંત મુંનીસ્વર ઇમ ભણેરે;

જીવને નગગણી વાર;
જોબના જોર ભગ્રોજી;
વારૂ તારા વીખીઆની સંગે મત જાઓ
જોબના જોર ભયોજી;

---

## ધના અણગારની સજાય.

નાર બત્રીસે તજી રંભાસી;
નેસુણુહો વીરજીની વાણી;
તાગ બત્રીસે ક્રોડ પરીગરો;
અતોલ વેરાગ મન આંણી;
મુંની વરધનાજી માહરાજ થારી કરણી વીરેખાણી; તપસી ધ-
નાજીહો મહારાજ થારી કરણી વીરે વખાણી ૧
માત પીતા તરીઆ સુત બંધવ;
છોડો સહુ પરીવારો;
આ સંસારનું અથીર જાંણીને;
પછે લીધો સંજમ ભારો; મુંની; પ્તસી, ૨
દુકર દુકર કરણી કરીને;
સાધપંણો દીપાવો;
ધન ધન ધના મુનીવરજી;
જન મારગ અજુ વાધ્યો, મુની, પ્તસી; ૩
બેલે બેલેજી કીઓ પારણોને;
લીયો ખાંરોના અહારપાણી;

ચઊદ સહસ મુંનીવર માંહી;
સોભા અધકેરી આંણી; મુન; ત્પસી૦ ૪
નવ માસ લગી સંજમ પાળીને,
દેહીની મમતા ગઠાડી;
તેહનો વરણુવ નવમા અંગમાં;
શ્રીજીનરાજ પ્રુચુઇ; મુની; તપસીઃ ૫
પાદો ગમન કીધો સંથારો;
નેઅતી સંગતા મન આંણીં;
ધન ધન ધના મુનીવરજી;
મનીખ જનમ લે આણી; મુની; તપસી; ૬
સવારથ સીધમાં જઇને ઉપના;
તેતે ત્રીસ સાગર આઊ જાંણો;
ચોસઠ મણનું મોતી લટકે;
પુન તણા ફળ જાંણો; મુની; તપસીઃ ૭
તાંહાંથી ચવીને ગાહાવદેવમાં;
નર અવતાર લે આંણી;
જ્ઞાન દરસણ ચારીત્ર તપ ઊતકષ્ટો
થી વરસો શીવરાણીં; મુની; તપસી ૮
સંવત ૧૮ વરસ પચાસે.
કીયો નાગોર શેહેર ચોમાસો.
કારતક વદ ૭ ગુણ ગાયા,
પુજય જેમલજીની પાસો મુની તપસી૦ ૯

## અથ શ્રી બાહુબલની સજાય.

રાજ તણા અતી લોભીઆ, ભરત બાહુબલ ઝુઝેરે;
મુઠી ઊપાડી મારવા, બાહુબલ પ્રતી બુઝેરે;
બંધવ ગજ થકી ઊતરો, ગજ ચડે કેવળ ના હોસેરે;
વીરા માહારા ગજ થકી ઊતરો, ૧ બ્રેમી સુંદરી ભાખેરે;
રીખભ જીનેસરે મોકલા, બાહુબલ તમ પાસેરે; બંધવ; વીરા;૨
બરસ દીવસ કાઊસગ રહા, વેલડીએ વીંટાણારે;
પંખીએ માળા ઘાલીઆ, સંતાપે સુકાણારે; બંધવ ગજ વીરા; ૩
લોચકરી ચારીત્ર લીઓ. વળી આવ્યો અભીમાનોરે. લઘુ બં-
ધવ વાંદુ નહી. કાઊસગ રહ્યા ધુમ ધાનોરે. બંધવ૦ વીરા૦ ૪
સાધમી વચને સુણી કરી. ચમકાચીત મોઝારોરે. હઅગઅ
રથ સહુ પરહરા. એકને રહો અભીમાનોરે. બં૦ ગજ વીર. ૫
સાધવી વચને વેરાગીઓ. મુકો નીજ અભીમાંનોરે. પાઅ
ઉપાડયો વાંદવા. પામ્યા કેવળ જ્ઞાનોરે. બં૦ ગજ વીર.૬ પોતા
કેવળી પરખદામે. બાઉબળ રૂષીરાઅરે. અજરઅમર પદવી
લહે. સામ સુંદર વંદેપાઅરે. બંધવ ગજ થકી ઉતરો ગજ
ચડે કેવળના હોસેરે, વીરા માહારા ગજથકી ઉતરો. ૭

## ચમરી ઇંદરની સજાય,

કરમ ન છુટેરે પરાણીઆ એ દેશી.

વીરજીનેસર વાંદીએ, પામીએ ભવનોરે પાર;
જેથી સુખ સંપત થસે, રોગ જાસે તતકાળ; વી૦ ૧

હેવો વીરનો મહીમાયછે, તે સુણુજો ધરી કાન;
દરષ્ટાંત આપુ હુ સોભીતું, જાંણે સહુ સંસાર; વી૦ ૨
ચમરી ઇંદ્રરે દેવતા. બેઠો સભા સમેત;
મનમાં ઉલટ આવીઓ, જોઊ સકી નરેસ; વી૦ ૩
હેવું મનમાંરે ચીંતવી, આપ ઉઠો ત્રતકાળ;
દેવતા સઘળા તે ઈમ કહે, કીહાં જાસો માહારાજ; વી૦ ૪
તવતે બોલ્યા ઈંદર ઘણું, જઇશુ સકીને પાસ;
ત્યારે ના કહે દેવતા, સાર નઇ મહરાજ વી૦ ૫
સહુ નારે કેહેતા રહા, આપ ઊઠા મહારાજ;
કોઇનું વાર્યુ તે નવ કરૂ, ચાલ્યા પોતે ત્રતકાળ; વી૦ ૬
જતાં વીચાર ઊપનો. સરણુ રાખુ સુભ પાસ;
હેવુ ધારીને વીર કને, આવા સરણાને કાજ; વી૦ ૭
આવીને વીરજીરે વાંદીઆ, સરણું લીધુ સુભ પાસ;
સરણું લેઈને ચાલીઆ; સકીની સભારે માંહી; વી૦ ૮
સકી ઇદ્રરે દેવતા, બેઠા સભા સમેત;
તીહાં ચમરીરે આવીઓ, કઊતક કરીયુંરે એક; વી૦ ૯
આવીને કઊતક તીહાં કરૂ, સાત આઠ તાડવાની કાએ;
વકરે થકી રૂપ બદલાયું, બીહવડાવા દેવરાબ; વી૦૧૦
બીહવા લાગોરે નરપતી, આતે આવીઓ કોણુ;
કોઈ દીન પણુ જોઓ નથી, પરગટ થઓછે ઓણુ વી૦ ૧૧
એટલે તે અપોક કીઓ, નજરે સરવેરે જોઅ;
જોતાં જોતાંમાં દેખાઓ. એતો ચમરીઓ હોય વી૦ ૧૨
એટલે તે નરપતિ ઉઠાઆ, મારૂ પાપીને આજ;

માહારો અસાતના એણે કરી, ઉઠા મારવા કાજ. વી૦ ૧૩
એવું ધારીને નરપતિ, મુકીયુ વજર ચક્ર;
એહ પાપીનું શીશ છેદીએ, ક્રોધે ભરો બહુ ત્રત. વી૦ ૧૪
એટલે તે ચમરીઓ નાશીઓ, ગયો વીરજ પાસ;
કંથુવો થઇ પગ નીચે રહો. રહો છાનો થઇ દાસ. વી૦ ૧૫
એટલે ચક્ર તે સ્થંભીયું, સરણા તણો પસાય;
અચરીજ પાંમ્યો તે નરપતો, કુંણુ કૌતક થાય; વી૦ ૧૬
એટલે તે અપોક મુકીઓ, ચોત્રફ ચોકસ કીધ;
ખબર પડીરે તેહને, સરણું વીરજીનું લીધ; વી૦ ૧૭
સક્રી ઇંદ્રરે આવીઆ, વંદા વીર જીંનરાજ;
હું અભેદાંનરે દેઊછું, સરણા તમારી કાજ; વી૦ ૧૮
એમ કહીને પાછા વળય. ગઆ સભાસમેત;
એટલે ચમરીઓ નીકલો, વંદા વીર નરેસ, વી૦ ૧૯
વાંદી નેરેતે એમ કહે. હું ઊગરો તંમ સરણુ,
મેહેજો સરણું નવી લીયું, તો આ વખત મુજ મરણુ વી૦ ૨૦
એમ કહીનેરે તે ગઓ, મલો સહોદર જેન;
એવું સરણું છે વીરનું, પ્રીતે રાખજો ગંન વી૦ ૨૧
હેવો મહીમા સરણા તણો, ઉગરો ચમરીરે રાય,
બીજા બહુ પણ ઉગરો. સુત્ર છેરે વીસ્તાર, વી૦ ૨૨
માટે મનમાંરે રાખજો; વીરજી કેરૂરે સરણુ;
દુખ દાલીદર દુરજશે, આવું હોયજો મરણુ, વી૦ ૨૩
સંવત ૧૯૧૬માં, શ્રાવણ સુકલ પક્ષ
તીથી આઠમને બુધ વાર, જોડ કીધી આંણી લક્ષ; વી૦ ૨૪

પુજ મોહોટારે જાંણીએ, ભગવાનજી ગુણ રત્ન;
માહાસતી મોહોટા વખાણીયે, પરમબાઇ સ્વામી વંતી વી૦ ૨૫
તેહેગનો શ્રાવક જાંણીએ, છગન બેહેચરદાસ;
જોડ કીધીછે જુગતસું, દીવસ ચડતે પ્રભાત, વી૦ ૨૬
ચુકો વીરને વાંદજો, પામસો ભવનો પાર;
તેથી સુખ સંપત થશે, દુખ નહી આવે લગાર, વી ૨૭

---

## સતીઓનું તવન.

### દુહા.

સરવે સરખા નર નહીં, સરવ સરખી નહીં નાર;
કઈ ભુંડા ને કઇક ભલા, એમ ચાલ્યો જગ સંસાર. ૧
એક એક નારી એહવી, પહોંચી અવીચલ ઠામ;
નિસ્તારો હોય જીવનો, લેતાં નીત પ્રત્યે નામ. ૨
મોટી મોટી મહા સતી, પાલ્યો શિયલ આચાર;
કષ્ટ પડે કાયમ રહી, પહોંચી મોક્ષ દ્વાર. ૩
રમણ કુળની ધારણી, કહી જીનેશ્વર આગ;
આગમ અનુસારે કરી, કેટલીકના લહુ નામ. ૪

### ઢાળ.

સુણજો સહુ નરનેરે નારી, નારીના ગુણછે ભારી;
ચતુરા જે અવગુણ દાખે, પણ સઘળો ગુનો એણ વાંખે.
જીહોલાલ સતીયોના નામ રસાળા. ૧
જારા ઈંદ્ર ચંદ્ર રખવાળા, જારા જાપ જપેજપ માળા.
જેથી લહીએ મંગળમાળા, જેહથી તુટે કર્મની જાળા; જી.સ૦ ૨

રાયકુંભ ઘરે મલ્લી જાઇ, છજાન ચલ્લી ઘરે આઈ;
પ્રતિબોધીને શિવપુર ચલ્લી, ધન્યધન્ય તિર્થંકર મલી. જી.સ૦ ૩
શ્રીમારૂ દેવાજી માતા, પુર્વભવ બાંધી સાતા;
કહી પ્રથમ જીનેશ્વર માયા, ગજ હોદે કેવળ પાયા. જી.સ૦ ૪
ચોવિસે જીનની માતા, કહી ત્રિભવન વિખ્યાતા;
જેણે એ રૂડા રત્ન પાયા. જેણે જગમાં નામ દિપાયા. જી.સ૦ ૫
શ્રીમાહાવીર દેવની માઇ, પુત્ર વંદણુને આઈ;
જેણે છોડ દીયા અહફંદા, ધન ધન સતી દેવાનંદા. જી.સ૦ ૬
બ્રાહ્મીને સુંદરી બાઇ, બાહુબલ મુનીપે આઇ;
મુનીવર અહંકારમે આયા, દ્રષ્ટાંત દેઈ સમજાયા. જી. સ૦ ૭
અગ્ર મુખી કૃશ્નની આઠ, લહી મુગત નગરની વાટ.
જેણે છોડયો. અથીર સંસાર, જેણે લીધો શંજમ ભાર. જી.સ૦ ૮
શ્રેણિક રાજાની રાણી, મન માંહી વૈરાગજ આણી;
તપસ્યાએ કાયા ખબર કીધી, તેતો કરી સંથારો સીધજી. સ૦ ૯
ચેડા નૃપની પુત્રી સાત, જેનો જગમાં જશ વિખ્યાત;
સતી હુઇ ધર્મની જાણ, સાતેનેરે વીર વખાણ. જી. સ૦ ૧૦
ઈખુકાર લોભ મને આણી, ભગુનો ધન લીએ તાણી
જેણે હેત જગતનુ જાણી, પ્રતિબોધ્યોકમળાવતી રાણી
જી૦ સ૦ ૧૧
રાયે પુત્રી ચંદન બાલા, ભોયરે નાખી જડી દીયા તાળા;
શ્રી વીરને પારણો દીધ, સતીએ જગ જશ લીધ.
જી૦ સ૦ ૧૨
મણી રથે જુગ બાહુ માર્યો, સરણા દઇ ઘણાને તાર્યો;
જેણે શિયળ પાળ્યો ઘણો નેહા, તેતો મોટી સતી મેણરેહા.

જી० સ० ૧૩

નળધરે દમયંતી નારી, જેને રાયે જુવટામાં હારી;
વળામેલી વનમોઝાર સતીએ રાખ્યોછે શિયળઆચાર.

જી० સ० ૧૪

શ્રી વીરને વદણ આઇ, ભોજાઇને સાથે લાઇ;
જીણ વાણી સુણી અણુરતિ, સંજમ લીધો સતી જયંતી.

જી० સ० ૧૫

ગુફા માંહે ચીર સૂકાવ્યા. દેખી ચુકયા દેવરમુની રાયા;
જેણે હેત જુગત સુધ જાણી, પ્રતિબોલ્યો તે રાજુલરાણી

જી० સ० ૧૬

શ્રી રામચંદ્રજીની રાણી, રાવણે આપણે ઘેરજ આણી.
સતી તિહાં ધીરજ થપાણી, જેણે પાવક કીધો પાણીજી.સ०૧
કાચે તાંતણે તાણી, ચાલણી જળ કાઢયો આણી;
ચંપાનગરીનો પોલખોલાણી, ધનસતીસુભદ્રા કેવાણી.જીસ०૧૮
ભાવદેવ ચારિત્રથી ચુકયો, મહીલા સાથે મન ઢુકયો;
નાગીલાએ મુનીવરને પાળ્યો, પોતે શિયળ અખંડીત પાળ્યો.

જી० સ० ૧૯

પાંચે પાંડવની, દ્રુપદીને લઇ ગયો ઉપાડી;
સતી સાયગ પાળીને સિધા, છઠ છઠ આંબીલ તપ કીધા.

જી० સ० ૨૦

વિજયશેઠને વિજયા શેઠાણી, શુધ શિયળ પાળ્યો જાણી;
પ્રગટ હુવે તવ સંજમ લીધો, જેણે આતમ કારજ સીધો.

જી० સ० ૨૧

વપ્ર વિષય વચન તિહાંબોલે, સતી કષ્ટ પડે સત તોલે.
જી૦ સ૦૨૨
દેવકી નુપ કષ્ણની માયા, જેણે આઠ રત્ન નિપાયા;
દીપે તેજ પ્રતાપ શવાયા, જેવા સુત્રે નામ લખાયા.
જી૦ સ૦ ૨૩
જંબુકુવરની નારી, આઠે કથા ચિતમે ધારી;
આઠે ગણાંને ગનો કીધો, પીઊ સંગે સંજમ લીધો.
કેઈક એણે ભવે સિધી, કેઈક શુરપદવી લીધી;
કેઈક તિર્થંકર થાસે, અંતે સરવે મુગતે જાસે. જી૦ સ૦ ૨૫
એગેજ ગમે નહોતજો નારી, તો કેમ કરત સંસારી;
વીર કહી ગયાછે ત્યાગા જેકોઈ જીન સાસનના રાગીજી.૦સ૨૬
નારીછે શિયળ નિધાન, દાનાદિક ગુણે પ્રધાન;
સઘળી સરખીં નહીથાય, કેઈક મોટી સતીકહેવાય. જી.સ૦૨૭
ધન્ય ધન્ય જે શિયળ પાળે, નિજ આતમને અજવાળે.
કહેકવીયણ શિયળ ગુણ ગાયા, હોજોસંઘનેસવાયા.જી૦સ૦૨૮

## લાવણી.

### કુગુરૂ ઓળખવાની.

સંસારમાં શું ગુરૂ સાર, ધ્યાનમાં ધરીયે;
પાખંડી ગુરૂનો પ્રસંગ, કદાપી ન કરીયે.
કરી ક્રીયાની કુટીલાઇ, ભોળા ભરમાવે;
વળી વેગથી કરતો વાત, શાહાને સમજાવે.
ભામનીને ભણાવે ભાવ, એકાંત જો આવે;
દેઇ દેખી શાહા ઉપદેશ બધું લલગાવે;

કહે દીક્ષા વીણુ તે કેમ શીયળ સુખ વરીએ, પાખંડી. ૧
વળી વિધવાને વિશ્વાસ અતીશે આપે,
તવ વિહવળ થાયે ચીત વિરહ બહુ વ્યાપે;
દે રંડાનીજ દામ થાપ લેઇ થાપે;
કરે જે એહવાં કામ કુ ગતી કેમ કાપે;
દેખી એવા દુષ્ટ દુરથી ડરીએ, પાખંડી. ૨
રંગેલ કપડાંને રંગે રમણી થાય રાગી,
સદાયે ચાહે સાંગ લાલચ બહુ લાગી;
વેહોરવા આવજો આજ સાહેબ શોભાગી.
ઘરધણી ગયો છે ગામ મુજથી શીખ માગી;
તે માટે અનુકુળ લાભ અનુસરીએ. પાખંડી. ૩
ખોટા એહવા ખેલ અનેકજ ખેલે,
ચારીત્ર ચીંતામણી તેહ ઠોકરથી ઠેલે;
ગ્નાની ખલ તે મુઢ મનથી મેલે,
તેજ તરે તતકાળ ફેલમાં નહી ફેલે,
વારા જસના વાસની વાતે વિમળ સુખ વરીએ.
પાખંડી ગુરૂનો પ્રસંગ કદાપી ન કરીયે. ૪

---

## આર્યોને શીખામણની સઝાય.

એક અનુપમ શીખામણ ખરી, સમજી લેજોરે સઘળી સુંદરી;

ત્રુટક.

સુંદરી સેજે હૃદય હેજે, પરસંગે નવિ બેશિયે;
ચીત્ત થકી ચુકી લાજ મૂકી, પરમંદીર નવિ પેશિયે;

બાહુલ્રેર હીંડે નારિ નિર્લજ, શાસ્ત્રે પણ તજવી કહી;
જિમ પ્રેત દ્રષ્ટે પડયું, ભોજન, જગવુ પણ જુગતું નહીં. ૧

ઢાળ.

પરશું પ્રેમેરે હશી નવિ બોલીએ, દંત દેખાડીરે ગુઝ નવ બોલીએ.

ત્રુટક.

ગુઝ ઘરનો પરની આગળ, કહો કિમ પ્રકાશિયે;
વળિ વાત જે વિપરીત ભાખે, તેથી દુરે નાશિયે.
અસુર સવારે અને ગોચર, એકલાં નવિ જાઇએ;
સહસાતકારે કામ કરતાં, સહજે શીળ ગમાઇએ. ૨

ઢાળ.

નટ વિટ નરશુંરે નયણુ ન જોડીયે, મારગ જાતાંરે આધુ ઓઢીયે.

ત્રુટક.

આધું ઓઢીયે વાત કરતાં, ઘણુંજ રૂડાં શોભિયે;
સાસૂ અને ગાના જણ્યાવિન, પલક પાસ ન થોભિયે.
સુખ દુઃખ સરજયું પામિયે, પણ કુળાચાર ન મૂકિયે;
પરવશે વસતા પ્રાણુ તોપણુ, શીળથી નવિ ચુકિયે. ૩

ઢાળ.

વ્યસનિનિ સાથે રે વાત ન કીજીએ, હાથોહાથે રે તાળિ ન લીજીએ.

ત્રુટક.

તાળિ નલીજે નજર નદીજે, ચંચળ ચાલ નચાલિએ;

વિષય બુદ્ધે વસ્તુ કેની, હાથ પણ નવિ ઝાલિયે;
કોટિ કંદર્પ રૂપ સુંદર, પુરૂષ પેખીં ન મોહિયે.
તણુખલાને ગણો તોલે; ફરિ પાછો નવિ જોઇએ. ૪

ઢાળ.

પુરૂષ પિયારોરે વળિ ન વખાણીએ, વદ્ધ તે પિતા સરીખો જાણીએ.

ત્રુટક,

જાણિયે પિયુ વિણ પુરૂષ સઘળા, સહોદર સમોવડે;
પતિવ્રતાનો ધર્મ જોતાં, નાવે કોઇ તડોવડે.
કુરૂપ કુષ્ટી કૂબડોને, દુષ્ટ દુર્બળ નિરગુણો;
ભરતાર પામી ભામની તમે, ઇંદ્રથી અદકો ગણો. ૫

ઢાળ.

અમર કુમારે રે તજિ સુરસુંદરી, પવન કુમારે રે અંજના પરિહરી.

ત્રુટક.

પરિહરી સીતા રામે વનમાં, નળે દમયંતી વળી;
મહા સતી નિર્મળ કષ્ટ પાડે, શીળથી તે નવ ચળી;
કસોટીયે જેમ સુવર્ણ કસતાં, કંતશું વિછડે તહી;
તન મન વચને સત્વ રાખે. સતી તે જાણો સહી. ૬

ઢાળ,

રૂપ દેખાડી રે પુરૂષ ન પાડીએ, નિરલજ થઇનેરે મન ન બિગાડીએ;

ત્રુટક.

મન ન બિગાડીયે પુરૂષ પરનું, જેમ જોતાં નવિ મળે;

કલંક માથે ચડે કુડાં, સગાં સહુ દૂરે ટળે.
અણુસરજ્યો ઉચાટ થાયે, પ્રાણ તિહાં લાગી રહે;
આ લોક પામે આપદા, પરલોકે બહુ પીડા સહે. ૭

ઢાળ.

રામને રૂપેરે સુર્પણખા મોહી, કામ ન સિધ્યુંરે અને ઇ-
જત ખોઇ.

ત્રુટક.

ઈજત ખોઇ દેખી અભયા, શેઠ સુદર્શન નવિ ચળ્યો.
ભરતાર આગળ પડી ભુંડી. અપવાદ સઘળે ઉછળ્યો;
કામની બુદ્ધે કામનીએ, વંકચુળિ વાહ્યો ઘણું;
પણ શીળથી ચુકયો નહી; દૃષ્ટાંત એમ કહેતાં ભણું. ૮

ઢાળ.

શીળ પ્રભાવેરે જુઓ સોળે સતી, ત્રીભુવન માંહીરે તે થ-
ઇ છતી.

ત્રુટક.

છતી થઈ જે શીળ રાખ્યું, કલ્પના કીધી નહી;
તે નામ તેહનાં જગત જાણે, વિશ્વમાં ઉગી રહી;
વિવિધ રત્ને જડિત ભૂષણ, રૂપ સુંદર કિંનરી;
પણ શીળ વણ શોભે નહી, તે સત્ય ગણજો સુંદરી. ૯

ઢાળ.

શીળે સુરનર સહુ સેવા કરે, નવે વાડુંરે નિશ્ચળ જે ધરે;

ત્રુટક.

ધરે નિર્મળ શીળ ઉજ્વળ, તાસ કિરતી જળહળે;

મન કામના તે સિદ્ધિ પામે, અષ્ટભય દૂરે ટળે;
ધન્ય ધન્ય તે જાણો ધરા, જ્યાં શિયળ ચોખું આદરે;
આનંદના તે ઓઘ પામે, ઉદય રત્ન જશ વિસ્તરે. ૧૦

### સોળ સતિયોના નામ વિશે ચોપાઈ.

ઉઠરે પ્રાણી સૂતો જાગ, ધર્મ તણે મારગ તું લાગ;
સોળ સતીનાં લીજે નામ, જયગ ત્યમ પામીજે ઉત્તમઠામ

૧ ૨
પહેલી સમરૂં બ્રાહ્મી સતી, ચંદનબાળા બીજી ભગવતી;
૩ ૪
રાજેમતિ જાણો મનરંગ, ચોથી દ્રુપદી શીળ સુચંગ.
૫ ૬ ૭ ૮
કોશલા નેં મૃગાવતી, સુલસા સીતા વંદુ ગુણવતી;
૯ ૧૦ ૧૧ ૧૨
સુભદ્રા નેં શિવા સુજાણ, કુંતા શીળવતી મન આણ.
૧૩ ૧૪ ૧૫
નળ દમયંતી મહા ગુણયુતી. પુષ્પચુલા નેં પ્રભાવતી;
૧૬
પદ્માવતી પ્રમુખ સુંદરી, સોળ સતી જાણો ગુણભરી;
સોળ સતી જગમાં અભિરામ, કરજોડીને કરૂં પ્રણામ;
ઉદયરત્ન મુનિવર એમ ભણે, સતી નામે નવનિધ આંગણે.

### પુરૂષને શીખામણની.

#### સઝાય.

શુણ શુણ કંથારે શીખ શોહામણી પ્રીત ન કીજેરે પરનારીતણી

#### ત્રુટક.

પરનારીસાથે પ્રીત પિયુડા, કહો કેણિ પેર કીજીએ;

એક ઊંઘ વેચી આપણી, ઉજાગરો કેમ લીજીએ;
કાછડી છૂટો કહે લંપટ, લોકમાંહે લાજીએ;
કુળવિષે ખાંપણ નિખર લાગે સગામાં કેમ ગાજીએ ૧;

ઢાળ.

પ્રીત કરતાં રે પેહેલાં બીજીએ, રખે કોઇ જાણેરે મનમાં ધ્રુજીએ

ત્રુટક.

ધ્રુજીએ મનશું ઝુરિયે, પણ જોગ મળવો છે નહી;
રાત દિન મન ઝુરતાં જાય, અવટાઈ મળવું છે સહી;
નિજ નારિથી સંતોષ ન વળ્યો. પરનારીથી શું હશે.
જો ભર્યે ભાણે તૃપ્ત ન વળ્યો, એઠ ચાટે શું થશે. ૨

ઢાળ.

મૃગતૃષ્ણાથી રે તરસ નહીં ટળે, વેળુ પીલ્યેરે તેલ ન નીકળે.

ત્રુટક.

નવ નીકળે પાણી વિલોવતાં, લેશ માંખણનો વળી;
બુડતાં બાચક ભર્યો ફીણે, તર્યા વાત ન સાંભળી;
તેમ નારિ રમતાં પરતણી, સંતોષ ન વળે એક ઘડી;
ચિત ચટપટી ઉચાટ લાગે, નેણે નાવે નિંદડી. ૩

ઢાળ.

જેવો ચટકો રે રંગ પતંગનો. તેવો લટકો પરસ્ત્રી સંગનો.

ત્રુટક.

પરસ્ત્રિ કેરો સંગ પિયુડા, રખે મન જાણે ખરો;
દિન ચાર રહેશે રંગ રૂડો, પછે રહે નહિ, નિરધરો

જે ઘણાં સાથે પ્રીત માંડે, છાંડો તેશું વાતડી;
એમ જાણિ નવિકર નાવલા, પરનારિ સાથે પ્રીતડી. ૪

ઢાળ.

જે પતિ વહાલોરે છાંડી પાપણી, પરશું પ્રેમેરે રાચે સાપણી.

ત્રુટક.

સાપણી સરખી વેણુ નિરખી, રખે શીળ થકી ચળે;
નયણ લટકે મુખને મટકે, દેવ દાનવને છળે;
મને કાળી અતિ રસાળી. વાણિ મીઠી શેલડી;
સાંભળી ભોળા રખે ભૂલો. જાણજો વિષવેલડી. ૫

ઢાળ.

સંગ નિવારોરે પરરાગાતણો, શોક ન કીજેરે મન મળવાતણો

ત્રુટક.

શોક શાને કરો ફોગટ, દેખવો પણ દોહલો;
ક્ષણ મેડિયે ક્ષણ શેરિયે. ભમતાં તે લાગે સોહલો;
ઉસાસ નેં નીસાસ આવે, અંગ ભાગે મન ભમે;
વળિ કામ વ્યાપે દેહ દાઝે, અન્ન દીઠું નવિ ગમે. ૬

ઢાળ.

એકલડો થઇ મન શું કળપવે, ઉન્મત્ત થઇનેરે વળિ આફળ લવે

ત્રુટક.

લવે એલફેલ એમ અજાણે, મોહે ઘેલો મન રડે;
મદન વેદન કઠિણ જાણે, મરણ વારૂ ત્રેવડે;
દશ અવસ્થા કામ કેરી, કંથ કાયાને દહે.
એમ જાણ નારી પારકી, જે તજે તે બહુ સુખ લહે ૭

ઢાળ.

પરનારીનારે પરભવ સાંભળો, કંથા કીજેરે ભાંવશું નિર્મળો

ત્રુટક.

નિર્મળે ભાવે નેહુ સમજી, પરવધુ સંગ પરિહરો;
ચાંપિયો કીચક ભીમસેને, શિલા હેઠે સાંભળ્યો;
રણ પડયો રાવણ દશે મસ્તક, રડવડતાં ગ્રંથે કહ્યા;
મુંજપતિ અતિ દુઃખ પામ્યો, અજશ જગમાંહે રહ્યાં.૮

ઢાળ.

શીળ સલૂણારે માનવ સોહીએ, વિણુ આભરણેરે જગમન મોહીએ.

ત્રુટક.

મોહિયે સુર નર કરે સેવા, વિષ અમૃત-સાયર ભરે;
કેસરીસિંહ શિયાળ થાયે, અગ્નિ અતિ શીતળ કરે;
સાપ થાયે ફૂલમાળા; લક્ષ્મિ ઘેર પાણી ભરે;
પરનારી પરહર શિયળ મનધર, મુક્તિ વધુ હેલા વરે. ૯

ઢાળ,

તે માટે હુંરે વાલમ વીનવું, પાયે લાગીરે મધુર વચન ચવું

ત્રુટક.

વચન મારૂં માનજો, પરનારિથી રહો વેગળા;
અપવાદ માથે ચડે કૂડા, નરકે થાયે દોહિલા;
ધન્યધન્ય તે નર નારિ જગમાં, શિયળ પાળે ઉજળો;
તે પામશે જશ જગતમાંહે, કુમુદચંદ્ર કહે સમજલો. ૧૦



## અઢાર પાપસ્થાનની સઝાઓ, પ્રાણાતિપાત પાપસ્થાન ૧ લું

"કપુર હોય અતિ ઉજળોરે" એ દેશી.

પાપસ્થાનક પેહેલું કહ્યું રે, હિસાંનામ દુરંત;
મારે જે જગજીવનેરે, તે લહે મરણ અનંતરે.
પ્રાણી જિન વાણી ધરો ચિત્ત.
માત પિતાદિ અનંતનાં રે, પામે વિજોગ તે મંદ;
દારિદ્રદોહગ નવિ ટળે રે. મળેન વલ્લભ વૃંદ રે પ્રાણી. ૨
હોય વિપાકે દશગુણાં રે, એકવાર કર્યાં કર્મ;
શત સહસ્ત્ર કોડે ગમે રે, તીવ્રભાવના મર્મરે. પ્રાણી ૩
મેર કહેતાં પણ દુખ હોવે રે, મારે કિમ નવિ હોય;
હિંસા ભગનિ અતી બુરિરે, વિશ્વાનરની જોય રે. પ્રાણી ૪
તેહને જોરે જે હુઆરે, રૌદ્રધ્યાન પ્રમત્ત;
નરક અતીથિ તે નૃપ હુઆરે,જિમસુભૂમ બ્રહ્મદત્તરેપ્રાણીપ
નૃપ વિવેક કન્યા ખિમારે, પરણવે જશ સાય;
તેહથકી દૂરે ટળેરે, હિંસા નામ બલાય રે. પ્રાણી. ૬

---

## મૃષાવાદ પાપસ્થાન ૨ જું

"લાછલદે માત મલ્હાર" એ દેશી.

બીજું રે પાપનું સ્થાન, મૃષાવાદ દુરધ્યાન, આજહો;
છાંડો રે ભવિ ગાંડો રે ધર્મશું પ્રીતડીજી. ૧
વૈર ખેદ અવિશ્વાસ, એહવિ દોષ અભ્યાસ, આજહો;

થાય રે નવિ જાયરે, વ્યાધી અપથ્યથીજી. ૨

રહેતું કાલિક સૂરી, પરિજન વચન તે ભુરી, આજહો;
સહેતું રે નવિ કહેતું જૂઠ ભયાદિકેંજી. ૩

આસન ધરત આકાશ, વસુનૃપ હુઓ સુપ્રકાશ, આજહો;
જૂઠેરે સુર રૂઠે, ઘાલ્યો રસાતળેજી. ૪

જે સત્યવ્રત ધરે ચિત્ત, હોય જગમાંહિ પવિત્ર, આજહો;
તેને રે નવિ ભેનેં, સુર વ્યંતર જક્ષથીજી. ૫

જે નવિ ભાખે અલીક, બોલે ઠાવું ઠીક, આજહો;
ટેકેરે સુવિવેકે સુજશ નેં સુખ વરેજી. ૬

---

## અદત્તાદાન પાપસ્થાન ૩ જું

"નિદ્રડી વેરણ હુઈ રહીરે" એ દેશી.

ચોરી વ્યસન નિવારિયે, પાપસ્થાન કહ્યો ત્રીજું કહ્યું ઘોર કે;
ઈહ ભવે પરભવે ;દુખ ઘણાં, લહે પ્રાણીહો, એથી અતિ
જોર કે; ચોરી. ૧

ચોર તે પ્રાયે દરીદ્રી હોય, ચોરીથીહો ધન ન રહે'નેટ કે;
ચોરતું કોય ધાનું નહી પ્રાયે ભુખ્યું હો, રહે ચોરનુ પેટ
કે; ચોરી. ૨

જિમ જળમાંહે નાંખિયું, તળે જાયહો જળને અપઝોળ કે;
ચોર કઠોર કરમ કરી, જાય નરકેં હો તિમ નિપટ નિટોળ
કે ચો. ૩

ગાંઠે પડ્યું વળી વીસર્યું, રખે રાખોહો થાપણ ર્યું જેહ કે;
તૃણ તુષ માત્ર ન લીજિયે, અણદીધુંહો કિહાં કોઈનુ તેહકેચો૪

દૂરે અનર્થ સઘળા ટળે. મળે વાહલાહો સગળે જશ થાય કે;
સુર સુખનાં હોય ભેટણું, વ્રત ત્રીજુંહો આવે જશદાયકે; ચો ૫
તજી ચોર પણું દેતા. હોય નિશ્ચેહો રોહણીયા જેમ કે;
એ વ્રતથી સુખ જસ લહે, વળી પ્રાણીહો વહે પૂણ્યશ. પ્રે-
ગ કે; ચો. ૬

---

## અબ્રહ્મચર્ય પાપસ્થાન. ૪ થું.

"તુમે બેહુ મીત્રી રે સાહીબા" એ દેશી.

પાપસ્થાનક ચોથું વરજીએ, દુર્ગતિ મૂળ અબંભ;
જગ સવિ મૂઝોછે એહમાં, છાંડે તેહ અચંભ; પાપ. ૧
રૂડું લાગેરે એ ધુરે, પરિણામે અતિ કૂર;
ફલ કઇ પાકે તે સારિખો, વરજે સજ્જન દુર; પાપ. ૨
અધર વિદ્રૂમ સ્મિત ફુલડાં. કુચફળ કઠિન વિશાળ;
રામા દેખી ન રાચિયે, એ વિષય વેલી રસાળ; પાપ. ૩
પ્રબળ જ્વલિત અય પૂતળી, આલિંગન ભલુ તંત;
નરક દુઆર નિતંબની, જઘન સેવન દુરંત; પાપ. ૪
દાવાનળ ગુણ વનતણો, કુલ મસિ કૂર્ચક એહ;
રાજધાની મોહરાયની, પાતક કાનન મેહ; પાપ. ૫
પ્રભુતાયે હરિ સારીખો, રૂપે મયણ અવતાર;
સીતાએ રાવણ યથા. છાંડો પરનર નાર; પાપ. ૬
દશ શિર રજમાંહે રોળવ્યાં, રાવણ વિવશ અબંભ;
રામે ન્યાયેરે આપણો, રોપ્યો જગ જયથંભ; પાપ. ૭
પાપ બંધાય અતી ઘણાં. સુકૃત સકળ ક્ષય જાય;

અબ્રહ્મચર્યે ચિંતવ્યો, કદિય સફળ નવિ થાય; પાપ. ૮
મંત્ર ફળે જગ જશ વધે, દેવ કરે સાંનીધ;
બ્રહ્મચર્ય ધરે જે નરા, તે પામે નવનીધ; પાપ. ૯
શેઠ સુદર્શનને ટળી, શૂળી સિંહાસન હોય;
ગુણ ગાય ગગને દેવતા, મહિમા શિળનો જોય; ૧૦
મૂળ ચારીત્રનું એ ભલું, સમકિત વૃદ્ધિ નિદાન;
શીળ સલીલ ધરે જિકે, તસ હોય સુજશ વખાણ; ૧૧

## પરિગ્રહ મમતા પાપસ્થાન ૫ મું.

"સુગતિ સદા દિલમેં ધરે" એ દેશી.

પરિગ્રહ મમતા પરિહરો, પરિગ્રહ દોષનું મૂળ સલૂણે;
પરિગ્રહ જેહ ધરે ઘણું, તસ તપ જપ પ્રતિકૂળ; સલૂણે પ-
રિગ્રહ ૧

નવિ પલટાયે રાશથી, માર્ગે કદીય ન હોય સલૂણે;
પરિગ્રહ ગ્રહ છે અભિનવો, સહુને દુખ દિયે સોય સલૂણે પરિ. ૨
પરિગ્રહ સદગુરૂયતણે, ભવમાંહે પડે જંત સલૂણે;
યાનપાત્ર જિમ સાયરે, ભારાક્રાંત અત્યંત. સલૂણે પરિ. ૩
જ્ઞાન ધ્યાન હય ગય વરે, તપ જપ સુત પરિતંત સલૂણે;
છાંડે સગ પ્રભુના લહે, મુનિપણ પરિગ્રહવંત સલૂણે પરિ. ૪
પરિગ્રહ ગ્રહ વસિ લિંગિયા, લેઈ કુમતિ રજશીશ સલૂણે;
જિમ તિમ જગ લવતા ફરે, ઉન્મત્ત હોય નિશ દીશસ-
લૂણે. પરિ. ૫
તરૂપતી ન જીવ પરીગ્રહે, ઇંધણથી જિમ આગ્ય સલૂણે;
ઘણા દાહ તે ઉપમે, રાજ્ય સગ જ્ઞાન વૈરાગ્ય સલૂણે પરિ

નૃપતિ સગર સુત થઇ નહી, ગોધનથી કુચિકણુ સલૂણે;
તિલક શેઠ વળિ ધાન્યથી, કનકે નંદ સુકર્ણ સલૂણે પરિ.૭
અસંતુષ્ટ પરિગ્રહે ભર્યા, સુખિયા ન ઇંદ નરિંદ સલૂણે;
સુખીં એક અપરીગ્રહી, સાધુ સુજશ સમકંદ સલૂણે પરિ૮

## ક્રોધ પાપસ્થાન ૬ ઠું.

"રિષભનુ વંશ રયણાયરૂ" એ દેશી

ક્રોધ તે બોધ નિરોધ છે, ક્રોધ તે સંજમ ઘાતી રે;
ક્રોધ તે નરકનું બારણું ક્રોધ દુરિત પક્ષપાતી રે. ૧
પાપસ્થાનક છઠું પરિહરો. ૧
પાપસ્થાનક છઠું પરિહરો, મન ધરો ઉત્તમ ખંતી રે;
ક્રોધ ભુજંગનિ જાંગુળી, એહ કહી જગવંતી રે. પાપ.૨
પૂરવ કોડિચરણ ગુણે, ભાવ્યો છે આતમ જેણે રે;
ક્રોધ વિવશ હુતો દોય ઘડી, હારે ફળ સવિ તેણે રે;પાપ૩
બાળે તે આશ્રમ આપણો, ભજના અન્યને દાહે રે;
ક્રોધ કૃશાનુ સમાન છે, ટાળે પ્રથમ પ્રવાહે રે. પાપ. ૪
આક્રોશ તરતજના ઘાતના, ધર્મભ્રંશમાં ભાવે રે;
અગ્નિ અગ્રિમ વિરહથી લાભે તે શુદ્ધ સ્વભાવે રે. પાપ ૫
ન હોય ને હોય તો ચિર નહીં. ચિર રહેતો ફળ છેહો રે;
સજ્જન ક્રોધ તેણુ હવો, જે હવો દૂર્જનને નેહો રે પાપ ૬
ક્રોધી મુખે કટુ બોલણાં, કંટકિયા કુટભાખી રે;
અદિઠ કલ્યાણ કરા કહ્યા, દોષના તરૂ શત સાખી રે. પાપ૭
કૂર ગડૂચો તપકરા, ચરિત શુણી સમ આણો રે;
ઉપશમ સાર છે પ્રવચને, સુજશ વચન એ પ્રમાણો રે પાપ૮

## માન પાપસ્થાન ૭મું.

"નદિજમુનાને તીર ઉડે દોય પંખિયાં" એ દેશી.

પાપથાન કહે સાતમું, શ્રીજિન રાજ એ;
માન માનવને હોય. દુરિત શિર તાજ એ;
આઠ શિખર ગિરિરાજ, તણાં આડાં વળે;
ન આવે વિગળા લોક, તિહાં કેમ ટળે. ૧
પ્રજ્ઞામદ તપમદ વળિ, ગોત્રમદે ભર્યા;
આજિવિકામદવંત. ન મુગત્યેં અંગી કર્યા;
ક્ષયોપશમ અનુસારે, જો ગુણ વહે;
શો મદ કરવો એહમાં. નિર્મદ સુખ લહે, ૨
ઉચ્ચભાવ દૃગ દોષે, મદજ્વર આકરો;
હોય તેનો પ્રતિકાર, કહે મુનિવર ખરો;
પૂર્વ પુરૂષ સિંધુરથિ, લઘુતા ભાવવું;
શુદ્ધ ભાવન તે પાવન, શિવ-સાધન નવું. ૩
માનેં ખોયું રાજ્ય, લંકાનૂ રાવણે;
નરનૂ માન હરે હરિ, આવિ એ રાવણે;
શુળીભદ્ર સૃત મદથી, પામ્યા વિકાર એ;
માનેં આવે જિવને, નરક અધિકાર એ. ૪
વિનય સૃત તપશીળ, ત્રિવર્ગ હણે સવે;
માન તે જ્ઞાનનો ભંજ, કહ્યોછે ભવોભવે;
લુંપક છેક વિવેક, નયણનો માન છે;
એહ જે છાંડે તાસ, ન દુષણ રહે પછે. ૫

માને બાહૂ બળિ વરશ, લગે અનશન રહ્યા;
નિર્મદ ચક્રી સેવક, હોઇ મુનિ સમ કહ્યા;
સાવધાન તજિ માન, જે ધ્યાન ધવળ ધરે;
પરમ સુજશ રમા તાસ, આલિંગન નિત્ય કરે. ૬

---

## માયા પાપસ્થાન ૮મું.

"સ્વામી સ્વયંપ્રભ સાંભળો અરિહંતાજી" એ દેશી.

પાપ થાનક કહ્યું આઠમું શુણો સંતાજી;
છાંડો માયા મૂળ, ગુણવંતાજી;
કષ્ટ કરે વ્રત આદરે, શુણો સંતાજી;
માયા તે પ્રતિકૂળ, ગુણવંતાજી;
નગન માસ ઉપવાસિયા, શુણો સંતાજી;
શિથ લિયે કૃશ અંન, ગુણવંતાજી;
ગર્ભ અનંતા પામશે. શુણો સંતાજી;
જો છે માયા મંન, ગુણવંતાજી. ૨
કેશ લોચ મળધારણી, શુણો સંતાજી;
ભૂમિ સજ્જા વ્રત જાગ, ગુણવંતાજી;
સુકર સરવ છે સાધુને, શુણો સંતાજી;
દુઃકર માયા ત્યાગ, ગુણવંતાજી. ૩
નયન વચન આકારનું. શુણો સંતાજી;
ગોપન માયાવંત, ગુણવંતાજી;
જેહ કરે અસતી પરે, શુણો સંતાજી;
તેહ નહીં કરતંત, ગુણવંતાજી.

કુસુગપુરે ઘરે શેઠે, શુણો સંતાજી;
હેઠે રહ્યો સંવિજ્ઞ, ગુણવંતાજી;
ઉપરે તસ બીજો રહે, શુણો સંતાજી;
મુત્કળ પણ સુગુણુન્ન, ગુણવંતાજી, ૫.
દંભી એક નિંદા કરે, શુણો સંતાજી;
બીજો ધરે ગુણ રાગ, ગુણવંતાજી;
પહિલાને દૂત્તર કહે, શુણો સંતાજી;
બીજાને કેવળિ ત્યાગ, ગુણવંતાજી. ૬
વિધિનિષેધ નવિ ઉપદિશે, શુણો સંતાજી;
એકાંતે ભગવંત, ગુણવંતાજી;
કારણે નિઃકપટી હોવું, શુણો સંતાજી;
એ આણાં છે તંત, ગુણવંતાજી. ૭
માયાથી અળગા ટળો, શુણો સંતાજી;
જિગ ગળો મુક્તિ સુરંગ, ગુણવંતાજી;
સુજશ વિલાસ સુખી રહો, શુણો સંતાજી;
લક્ષણ આવે અંગ, ગુણવંતાજી. ૮

---

## લોપ પાપસ્થાન ૯મું.

"જીરે મારે જાગ્યો કુંઅર જામ, તવ દેખે દોલત ગિલી જિરેજી" એ દેશી.

જીરે મારે લોભ તે દોષ અપાર. પાપ થાનક નવમું કહ્યું જિરેજી
સર્વ વિનાશનું મૂળ, એહથિ કુણે નસુખ લહ્યું, જિરેજી

જીરે મારે શુણિયે બહુ લોભાત, ચક્રવર્ત્તિ હરિની કથા, જિરેજી;
જીરે મારે પામ્યા તે કટુક વિપાક,પીવતરકતજળો યથા,જિરેજી.
જીરે મારે નિર્ધનને શત ચાહ, શત લહે સહસ્ર જોડીયે, જિરેજી;
જીરે મારે સહસ્ર લહે લખ લોભ,લખ લાભે મન કોડીયે,જિરેજી.
જીરે મારે કોટીશ્વર નૃપ નીધ, નૃપ ચાહે ચક્રીપણું,જિરેજી;
જીરેમારે ચક્રી ચાહે સુર ભોગ,સુરહોઇસુરપતિ સુખ ઘણું,જિરેજી
જીરેમારે મૂળે લઘુ પણ લોભ. વાધે સર્વપરે સહી, જિરેજી;
જીરેમારે ઉત્તરાધ્યયને અનંત, ઇછા આકાશ સમી કહી,જિરેજી
જીરેમારે સંયભૂ-રમણ સમુદ્ર, કોઈ જો અવગાહી શકે, જિરેજી;
જીરેમારે તો પણ લોભ સમુદ્ર, પાર નપામે બળથકે, જિરેજી;
જીરેમારે કોઇક લોભને હેત, તપશું જે હારે જડા, જિરેજી;
જીરેમારે કાગ ઉડાવણ હેત, સુરમણિ તે નાંખે જડા, જિરેજી.
જીરેમારે લોભ તજે જે વીર, તસ સવિ સંપત્તિ કિંકરી, જિરેજી
જીરે મારે સુજશ પુણ્ય સુવિલાસ, ગાવે તસ સુરસુંદરી જિરેજી

---

## રાગ પાપસ્થાન ૧૦મું.

"સુણો મેરી સજની રજની નજાવેરે"એ દેશી.

પાપનુ થાનક દશમું કહું રાગોરે, કુણે નપામ્યો તેહનો તાગોરે;
રાગે વાહ્યા હરિ હર બંભારે, રાગે નાચે કરે અચંભારે. ૧
રાગ કેસરી છે વડરાજા રે, વિષયાભિલાખ તે મંત્રી તાજારે;
જેહનાં છોરૂ ઇંદ્રિય પંચરે, જેહનો સકળ કીધો એ પ્રપંચરે; ૨
જેહ સદાગમ વશ હુઇ જાશેરે, અપ્રમત્તતા શિખરે ઠાશેરે;
ચરણ ધરમ નૃપ શૈલ વિવેકેરે, તેશું નચળે રાગે ટેકેરે. ૩

બીજા તો સવિ રાગે વાહ્યારે, એકાદશ ગુણ ઠાણે ઉપાહ્યારે
રાગે પાડયા તે પણ ખૂતારે, નરક નિગોદે મહાદુખ જૂતારે; ૪
રાગ હરણ તપ જપ શ્રુતને ભાખ્યારે, તેહથી પણ જેણે
ભવફળ ચાખ્યાંરે;
તેહનો કોઇને છે પ્રતિકારોરે. અમી હોય વિષ તિહાં શો
ચારોરે; ૫
તપ બળ છુટા તરતણો તાણીરે, કંચન કોડી આષાઢભૂ-
ત નાણીરે;
નંદીષેણ પણ રાગે નડિયારે, શ્રુતનિધિ પણ વેશ્યા વશ
પડિયારે, ૬
બાવિશ જિન પણ રહ્યા ઘરવાસેરે, વરત્યા પૂરવરાગ અભ્યાસેરે-
વજ્રબંધ પણ જશબળે ત્રુટેરે. નેહ તંતુથી તેહ નછુટેરે. ૭
દેહ ઉચ્ચાટણ અગ્નિનું દેહવુંરે, ઘણકુટ્ટણ એ સવિ દુઃખ
સહેવુંરે;
અતિ ઘણિ રાતી જે હોય મજીઠરે, રાગતણો ગુણ એજ
દીઠરે. ૮
રાગ ન કરજો કોઇ નર કુણશુરે, જો ન રહેવાય તો કરજો
મુનીશુરે;
મણિ જિમ ફણી વિષનુ તિમ તેહોરે, રાગનુ ભેષજ સુજશ-
સનેહોરે. ૯

---

## દ્વેષ પાપ સ્થાન ૧૧મું.

"શેત્રુંજે જઇએ લાલણ શેત્રુજે જઇએ" એ દેશી.

દ્વેષ ન ધરિયે લાલન દ્વેષ ન ધરિયે, દ્વેષ તજ્યાથિ લાલન શિવ

વસુખ વરિયે, લાલ.

પાપ થાનક અગ્યારમુ ભુંડું, દ્વેષ રહિત ચિત્ત હોય સવિ
રૂડું; લાલન.
ચરણ કરણ ગુણ બની ચિત્રશાળી, દ્વેષ ધુમે લાલણ હોય
તે કાળી; લાલ.
દોષ બેંતાળિશ શુદ્ધ આહારી, ધુમદોષે હોય પ્રબળ વિકારી
લાલ. ૨
ઉગ્રવિહારી નેં તપ જપ કિરિયા, કરતાં દ્વેષ તે ભવ માંહે
ફિરિયા; લાલ.
યોગનું અંગ અદ્વેષ છે પહેલું, સાધન સવિ લહે તેહથી
વહેલું; લાલ, ૩
નિર્ગુણ તે ગુણવંત ન જાણે, ગુણવંતના ગુણ દ્વેષમાં તાણે.
લાલ
આપ ગુણી ને વળી ગુણરાગી, જગમાંહે તેહની કીરતી જાગી
લાલ.
રાગ ધરીજે જિહાં ગુણ લહિયે, નિર્ગુણ ઉપર સમચિત રહિ.
યે; લાલ
ભવચિતિ ચિંતન સુજશ વિલાસે, ઉત્તમતા ગુણ એમ પ્રકાસે;
લાલ ૫

---

## કલહ પાપસ્થાન ૧૨મું

"કિસકે ચેલે કિસકે પૂત" એ દેશી.

કલહ તે બારમુ પાપનુ સ્થાનક, દુર્ગતિ વનનુ મૂળ નિદાન;

સાજન. સાંભળો
દંત-કલહ જે ઘરમાંહે હોય, લછીં નિવસે તિહાં નવી જોય;
સાજન. ૧
શું સુંદરીનુ નકરે સાર, નકરે આપેં કાંઇ ગમાર; સાજન
ક્રોધમુખી તું તુજ ધિક્કાર,તુજથી અધિકો કુંણ કંકાર; સા-
જન ૨
સામુ બોલે પાપણી નિત્ય. પાપી તુજ પિતા જુઓ ચિત્ત
સાજન
દંત-કલહ ઇગ જેહને થાય. તે દંપતિને સુખ કુણ હોય;
સાજન. ૩
કાંટે કાંટે થાયે વાડ, બોલે બોલે વાધે રાડઃ સાજન.
જાણીને મૌન ધરે ગુણવંત, તો સુખ પામે અતુલ અનંત;
સાજન. ૪
નિત્યે કળહણ કોહણ શીળ, ભંડણ શીળ વિવાદન શીળ,
સાજન.
ચિત્તે ઉતાપ ધરે જે એમ, સંજમ કરે નિરર્થક તેમ;
સાજન. ૫
કળાહ કરીને ખમાવે જેહ, લઘુ ગુરૂ આરાધક હોય તેહ;
સાજન.
કળાહ ખમાવે તે ધન્યધન્ય; ઉપશમ સાર કહ્યુ સાગન સાજ-
ન. ૬
નારદ નારી નિર્દય ચિત્ત.કળહ ઉદેરે કરે ત્રીણ નિત્ય; સાજન.
સજ્જન સુજશ તે શીળ મહંત, વારે કળહ સ્વભાવે સંત;
સાજન. ૭

## અભાષ પાપસ્થાન ૧૩ મું.

"અરણીક મુનીવર ચાલ્યા ગોચરી" એદેશી.

પાપસ્થાનક તેરમુ છાંડીએ, અભ્યાખ્યાન દુરંતો રે;
અછતાં આળ જે પરનાં ઉચરે, દુખ પામે તે અનંતોરે.
ધન્યધન્ય તે નર જે જિનમત રમે. ૧
અછતે દોષેરે અભ્યાખ્યાન જે, કરે નપૂરે ઠાણુરે;
તેતો દોષેરે તેહને દુષીયે, ઇમ ભાખે જિનભાણુ રે; ધન્યધન્ય.
જે બહુ મુખરા રે વળિ મત્સર ભર્યા, અભ્યાખ્યાનીતે હોઈરે;
પાતક લાગેરે અણુકીધાં સવે, તે કીધું સવિ પોઈરે, ધન્યધન્ય ૩
મિથ્યા મતની રે દશ સંજ્ઞા જિકે, અભ્યાખ્યાનના ભેદોરે;
ગુણ અવગુણનોરે જે કરે પાલટો, તે પામોબહું ખેદોરે;ધન્યધન્ય
પરને દોષન અછતા દીજીએ, પીજિયે જો જિનવાણીરે;
ઉપશમ રસશુંરે ચિતમાં ભીંજીએ, કીજિયે સુજશ કમાણીરે
ધન્ય ધન્ય. ૫

---

## ચાડી પાપસ્થાન૧૪ મું.

"શિરોઇનો સેલોહો કે ઉપર જોધપુરી" એ દેશી.

પાપસ્થાનક હો કે ચૌદમું આકરૂં, પિશુનપણાનુ હો કે વ્યસન છે એ ખરૂં;
અશન માત્રનું હો કે શુંનત કૃતઘ્ન છે, તેહથી ભુંડું હો કે પિશુન લવે પછે. ૧
બહુ ઉપ કરિયે હોકે પિશુનને પરપરે, કલહનો દાતા હો કે હોય તે ઉપરે;

દૂધે ધોયો હો કે વાયસ ઉજળો, કિમ હોય પ્રકૃતિહો કે જે
છે સામળો ૨
તિલહ તિલક્ષણુહો કે નેહ છે જિહાંલગે, નેહ પણ છેહો કે
ખળ કહિયેં જગે;
ઇમ નિસ્નેહી હો કે નિરદય હૃદયથી, પિશુનનિ વાર્તા હો
કે નવિજાયે કથી. ૩
ચાડી કરતાં હો કે વાડી ગુણતણી. સૂકે ચુકે હો કે ખ્યાતિ
તે પુણ્યતણી;
કોઇ નવિદેખે હો કે વદન પિશુનતણું, નિર્મળ કુળને હોકે
દિયે કલંક ઘણું ૪
જિમ સજ્જન ગુણ હો કે પિશુનને દુષિયે, તિમ તેણે સ-
હેજે હો કે ત્રિભુવન ભૂષિગે;
ભસો માંજ્યું કે દર્પણ હોય ભલું; સુજશ સવાઈ હો કે સ
જ્જન સુકુળ તિલું. ૫

---

## અરતિ રતિ પાપસ્થાન. ૧૫ મું.

"પ્રથમ ગોવાળાતણે ભવેજી" એ દેશી.

જિહાં રતિ કોઇક કારણે જી, અરતિ તિહાં પણ હોય.
પાપ થાનક તે પંનરસુંજી, તિણિયે એકજ જોય;
સુગુણ નર સમજો ચિત મોઝાર. ૧
ચિત ન અરતા રતિ પાંખશુંજી ઉડે પંખીરે ચિત્ત;
પંજર શુદ્ધ સમાધમેજી, રૂંધ્યો રહે તે મીત; સુગુણ નર સ-
મજો. ૨

મન પારદ ઉડે તહીજી, પામિ અરતિરતિ આગિ;
હોય સિદ્ધ કલ્યાણનીજી, ભાવ વિજાગે ભાગિઃ સુગુણ નર. ૩
પરવશે અરતિરતિ કરીજી, મૂર્ત્તાર્ત્ત હોય જેહ;
તસ વિવેક આવે નહીજી; હોય ન દુખનો છેહ; સુગુણ નર. ૪
નરતી અરતી છે વસ્તુથીજી, તે ઊપજે મનમાંહિ;
અંગન વલ્લભ સુત હોયજી; ચુકાદિકનહિ કાંહિ સુગુણ નર ૫
મન કલ્પિત રતિ અરતિ છેજી, નહિ સત્ય પર્યાય;
નહિ તો વેચે વસ્તુમાંજી, કિમ તે સવિ મટી જાય; સુગુણ નર. ૬
જેહ અરતિરતિ નવિ ગણેજી, સુખ દુખ દોય સમાન;
તે પામે જશ સંપદાજી; વાધે જગ તસ વાન; સુગુણ નર. ૭

---

## પરનિંદા પાપસ્થાન ૧૬મું

"સાહિબ બીહુ જિણેશર વીનતાં" એ દેશી,

સુંદર પાપ થાનક તજો સોળમું, પરિનંદા અસરાલ હો; સુંદર
નિંદક જે મુખરી હોય. તે ચોથો ચાંડાળ હો; સુંદર પાપ. ૧
જેહને નિંદાનો ઢાળ છે, તપ કિયા તસ ફોક હો; સુંદર.
દેવકિ વિષે તે ઉપજે, એ ફળ રોકારોક હો; સુંદર પાપ. ૨
ક્રોધ અજીરણ તપતણું, જ્ઞાનતણું અહંકાર હો; સુંદર,
પરનિંદા કિરિયાતણું, વમન અજીરણ આહાર હો; સુંદર; પાપ. ૩
નિંદાનો જેહ સ્વભાવ છે, તાસ કથન નવિ નિંદ હો; સું૦
નામ ધરી જે નિંદા કરે, તેહ મહામતિમંદ હો; સુંદર. પાપ. ૪

રૂપ ન કોઇનુ ધારિયે, દાખિયે નિજ નિજ રંગ હો;સુંદર.
તેહમાં કાંઇ નિંદા નહી, બોલે બીજું અંગ હો; સુંદર પાપ. ૫
એ કુશીળને ઇમ કહે, કોપ હુય જેહ ભાખ હો; સુંદર.
તેહ વચન છે નિંદાતણું. દશ વૈકાલિક સાખ્ય હો; સુંદર.પાપ.૬
દોષ નજરથી નિંદા હોય, ગુણ નજરે હોય રાગ હો; સુંદર
જગ સહુ ચાલે માદળ મઢયો, સર્વગુણી વિતરાગ હો; સું-
દર પાપ. ૭
નિજ મુખ કનક કચોલડું, નિંદક પરમળ લેઈ હો; સુંદર.
જેહ ઘણા પરગુણ ગ્રહે; સંત તે વિરલા કેઇ હો: સુંદર
પાપ. ૮
પર પરિવાદ વ્યસન તજો, ગકરો નિજ ઉતકર્ષ હો; સુંદર
પાપ-કર્મ ઇગ સવિ ટળે, પામે શુભ જશ હર્ષ હો; સુંદર પાપ.

---

## ૩૫૯. પાપસ્થાન. ૧૭ મું.

"સખી ચૈત્રજ ગહિને હરિ ચાલ્યા" એ દેશી.

સતરમું પાપનું ઠાગ, પરિહરજો સદગુણ ધામ;
જિમ વાધે જગમાં માંગહો લાલ, માયા મોહ ન કીજીયે. ૧
એતો વીષને વળી વઘાર્યું, એતો શસ્ત્રને અવળું ધાર્યું;
એતો વાઘનું બાળ વકાર્યું હો લાલ; માયા મોહ ન કીજીયે. ૨
બગલાં પરે પગલાં ભરતાં, થોડું બોલે જાણે મરતાં;
જગ ધંધે ધાલે ફરતાં હો લાલ, ગાયા મોહ ન કીજીયે. ૩
જે કપટી બોલે જુઠું, તસ લાગે પાપ અપૂઠું,
પંડિતમાં હોય મુખ ભુંઠું હો લાલ, માયા મોહ ન કીજીયે.૪
દંભીનુ જુઠું મીઠું, તેતો નારિ ચરીત્રે દીઠું;

પણ એછે દુરગતિ ચીઠું હોલાલ, માયા મોહ ન કીજીયે.૫
જે જુઠો દે ઉપદેશ, જન રંજન નેં ધરિ વેષ;
તેનુ જુઠું સકળ કલેશ હોલાલ, માયા મોહ ન કીજીયે. ૬
તેણે ત્રીજો મારગ ભાખ્યો, વેષ ને દેષ દંભે રાખ્યો;
શુદ્ધ ભાષકેં સમ સુખ ચાખ્યો, હોલાલ, માયા મોહન
કીજીયે. ૭
જુઠું બોલિ ઉદર જે ભરવું, કપટીને વેષે ફરવું;
તે જનમારે શું કરવું હોલાલ, માયા મોહ ન કીજીયે. ૮
પંડે જાણેતો પણ દંભે, માયા મોહને અધિક અચંભે;
સમકિત દ્રષ્ટિ મન થંભે હોલાલ, માયા મોહન કીજીયે. ૯
સૂત મર્યાદા નિરધારી, રહ્યા માયા મોહ નિવારી;
શુદ્ધ ભાષકની બલિહારી હોલાલ, માયા મોહન કીજીયે. ૧૦
જે માયાયે જુઠું ન બોલે, જગમાં નહીં કોઇ તેહને તોલે;
તે રાજ સુજશ અમોલે હોલાલ, માયા મોહ ન કીજીયે૧૧

---

## મિથ્યાત્વ પાપસ્થાન ૧૮મું

"ઉત્સર્પિણી અવસર્પિણી આરો" એ દેશી.

અઢારમું જે પાપનું થાનક, તે મિથ્યાત્વ પરિહરિયેજી;
સતરથી પણ તે એક ભારી, હોય તુલાયે ધરીયેજી;
કષ્ટ કરો પરિપરિ દમો આપ્યા, ધર્મ અર્થે ધન ખરચોજી;
પણ મિથ્યાત્વ છતે તે જૂઠું, તિણે તેહમાં તમે વિરચોજી. ૧
કિરિયા કરતો તજતો પરિજન દુખ સહેતો મન રીઝેજી;
અંધ ન જીતે પરની સેના, તિમ મિથ્યાત્વિ ન સીજેજી;
વીરસેન સુરસેન દૃષ્ટાંતે સમકિતની નિર જુક્તેજી;

જે જોઇને ભક્તિ પરે મન ભાવો, એહ અરથ વર જુગતેજી. ૨
ધર્મે અધર્મ અધર્મે ધર્મહ,સન્ન મગ્ગ ઉમગ્ગજી;
ઉન મારગે મારગની સન્ના, સાધુ અસાધુ સગ્ગજી;
અસાધુને સાધુનિ મતિ જીવે, અજીવ અજીવે જીવ વેદેજી;
મુત્તિ અમુત્તિ અમુત્તે મુત્તિ, સન્ના એ દશ ભેદેજી. ૩
અભિગ્રહ ઇકનિજ નિજમત અભિગ્રહ અનભિગ્રહિક સઉ સરિખાજી;
અભિનિવેષે જાણતો કહે જુઠું, ન કરે તત્વ પરીક્ષાજી;
સંશય તે જીન વચનનિ શંકા અવ્યકતે અનાભોગોજી;
એ પણ પાંચ ભેદ છે વિશ્રૂત, જાણે સમજા લોકોજી. ૪
લોક લોકોત્તર ભેદે ખંડ વિધ, દેવ ગુરૂ વળિ પર્વજી;
સંગતિ તિહાં લોકિક ત્રિણ આદર, કરતાં પ્રથમ નિગર્વજી;
લોકોત્તર દેવ માને નિયાણે, ગુરૂ જે લક્ષણ હીણાજી;
પર્વાનષ્ટ ઇહ લોકને કાજે, માને ગુરૂપદ લીનાજી. ૫
ઈમ એકવીશ મિથ્યાત્વ તજે જે, ભજે ચરણ ગુરૂકેરાજી;
સજે ન પાપ રજે નવિ રાખે, મત્સર દ્રોહ અનેરાજી;
સમકિત ધારી શુભ આચારી, તેહનિ જાગો બલિહારીજી;
શાસન સમકિતને આરાધે, તેહની કરો મનુહારીજી. ૬
મિથ્યાત્વ જે જગ પરમરોગ છે, વળી મહાઅંધકારોજી;
પરમશત્રુ ને પરમશસ્ત્ર તે, પરમનરક સંચારોજી;
પરમદોહગ ને પરમદરીદ્ર તે, પરમસંકટ તે કહિયેજી;
પરમ કંતાર દુભિક્ષ પરમ તે, તે છાંડે સુખ લહિયેજી;
જે મિથ્યાત્વ લવલેશ ન રાખે, સૂધો મારગ ભાખેજી;

તે સમકિત સુરતરૂ ફળ ચાખે. રહે વળિ અળિયે આખેજી;
મોટા એશું ગુણ હોય ભાખે, ગુણ પ્રભુ સમકિત દાખેજી;
શ્રીનયવિજય વિબુધ પય સેવક, વાચક જશ ઈમ આખેજી. ૮

## જીવ રૂપી થાણદાર વિશે

થાણુદાર થયારે, થાણાને રાખો ઠેકાણે;
દુર્લભ દેહ નગરારે, માંહે બેઠા માંણે; ટેક.
કુડા પાંચ પચીશ ઠગારા, રઈયતને રંજાડે;
ચંચળ ચોર કરે માંહે ચોરી, ભવન બહુ ભંજાડે;
ધરપત નધારેરે, ધરાયો ને ભરે ભાણે; થાણુદાર ૧
સત્ય ધરમ રૂપી પટાવાળા, હુકમ કરોતોબાંધીઆણે.
તસ્કર સઘળાને વશ કરીને, નાંખોને બંધીખાણે;
દંડ દેઇ તેનેરે, ઘાલો અવળે ઘાણે; થાણુદાર ૨
છુપી રહ્યા છે દોતિયા બે રૂડા, તેને તું નવ જાણે;
જે જે કર્મ કરોછો પ્રતિદિન, તે લખિ લેશે તે ટાણે;
દફતર દેશે ધણિનેરે, હિસાબ લેશે દાણે દાણે થાણુદાર.
પાંચ પ્રકૃતિના કર શુભ બાંધી, વૃત્તિ રાખો થિર થાણે;
ધીંગો ધણીછે દાસ ધીરાનો, એને ઓળખિ લેજો એધાણે;
અવિચળ ગાદિ આપેરે, આપ રૂપ પ્રમાણે; થાણુદાર ૪

## પંચ પરમેષ્ટીના ગુણની સઝાય.

બારગુણ અરિહંત દેવ, પરણમી જે ભાવે.
સિધ્ધ આઠ ગુણ સમરતા. દુઃખ દાળીદર જાવે. ૧
આચારજ ગુણ છત્રીસ, પચવીસ ઉવઝાય.

સત્તાવીસ ગુણ સાધુના, જપતાં સુખજ થાય. ૨
અષ્ટા તરસેય ગુણ મળી, એમ સમરો નવકાર.
ધીર વીમળ પંડીત તણો, નય પ્રણમે નીતસાર. ૩

## * પાંચ જ્ઞાનની આરતી.

જય પારસ્વદેવા, જય પારસ્વદેવા,
સુરનર કરે તોરો સેવા, ત્રણ જુગના દેવા; જય૦ ૧
પહેલુંરે મતીજ્ઞાન, અઠ્ઠાવીસ ભેદે,
અષ્ટ કરમને ખેદે, પાપના દલભેદે. જય૦ ૨
બીજુંરે સુત્ર જ્ઞાન, ચૌદાવીસ ભુજના.
ચૌદ પુરવધર સુધ્ધાં, ભાગે ભવ ખુધ્ધા. જય૦ ૩
ત્રીજીરે આરતી અવધી જ્ઞાન કેરી;
મટાડે ભવની ફેરી સેવા કરૂ તોરી. જય૦ ૪
ચોથીરે આરતી મન પરજવ જાણો;
દોય ભેદ રોરાણો મુક્તિ સકરાણો. જય૦ ૫
પાંચમી આરતી કેવળ એક ભાખ્યું;
અખંડ સુખ જેણે ચાખ્યું, અજરામર રાખ્યું જય૦ ૬
આરતીરે પંચજ્ઞાન, જે કોઈ ગાશે.
સમકીત સુધ અભ્યાસે, સોભાગ્ય ગુણગાવે,
જયદેવ જયદેવ. ૭

---

* આ ઊપલીઆરતીની દરેક ટુંક બમે વખત બોલવાનીછે.

## ગૌતમ સ્વામીનો છંદ.

શ્રી વીરજીણેસર કેરો સીસ, ગૌતમ નાંમ જપો નીસ દીસ
જો કીજે ગૌતમનું ધાંન, તોઘર વીલશે નવનીધાંન; ૧
ગૌતમ નાંમે ગીરવર ચઢે, મન વંછીત હેલા સંપજે;
ગૌતમ નાંમે ના આવે રોગ, ગૌતમ નાંમે સર્વ સંજોગ. ૨
જે વેરી વીરૂઆ વંકડા, તસ નાંમે ના આવે ઢુંકડા,
ભુત પરેત નવી મંડે પરાંણ. તે ગૌતમના કરૂ વખાણ. ૩
ગૌતમ નાંમે નીરમળ કાઆ, ગૌતમ નાંમે વાધે આઆ.
ગૌતમ જીનસાસંન સીણગાર, ગૌતમ નાંમે જઆજઆકાર ૪
સાલદાલ સુરહા ઘરે ઘોલ, મંનવંછીત કાપડ તંબોળ,
ઘરસુ ઘરણી નીરમલ ચીંત, ગૌતમ નાંમે પુત્ર વીનીત. ૫
ગૌતમ ઉદઓ અવીચળ ભાંણ, ગૌતમ નામ જપો જગજાણ
મોહોટા મંદીર મેરૂ સમાંન, ગૌતમ નાંમે સફળ વીહાંણ. ૬
ઘર મંગળ ઘોડાની જોડ, વારૂ પહોચે વંછીત કોડ;
મહીઅલ માંને મોહોટા રાઆ. જો તુઠે ગૌતમના પાએ. ૭
ગૌતમ પરણમે પાતીક ટળે, ઉતમ નરની સંગત મળે,
ગૌતમ નાંમે નીરમલ ગાંન, ગૌતમ નાંમે વાધે વાંન ૮
પુંનયવંત અવધારો સહુ. ગુરૂ ગૌતમના ગુંણ છે બહું,
કહે લાવણસમે કરજોડ, ગૌતમ તુઠે સંપતી કોડ. ૯
અંગુષ્ટે અમરીત વસે, લબધી તણો ભંડાર,
જે ગુરૂ ગૌતમ નીત સમરસે, મનવંછીત ફળ દાતાર.

**સમાપ્ત**

# આ ગ્રંથને મદદ આપનાર સાહેબોના નામની ઇયાદી નીચે પ્રમાણે.

---

૧૮૩ અમદાવાદ
૧૦૧ સા. મલીચંદ જેચચંદ.
૨૫ સા. મહાસુખરામ ગલાબચંદ.
૭ સા. રામચંદ હેમચંદ.
૫ સા. ઝવેરચંદ લાધાભાઇ.
૫ સા. પાનાચંદ નાગરદાશ.
૨ " ગીરધરલાલ નરોતમદાસ.
" " મગનલાલ ગોપાલદાસ.
" " કરમચંદ રામચંદ.
" " મોતીલાલ કેસવલાલ.
" " ચુનીલાલ કેસવલાલ.
" " છોટાલાલ તરભોવંન.
" " તારાચંદ પાનાચંદ.
" " દેવચંદ લાલચંદ,
" " ઉગરચંદ મુલચંદ.
૧ માસ્તર. નગીનદાસ ભીખાશા.
" સા. હરીલાલ વ્રજભુખણદાસ
" " કચરા સાંકળચંદ
" " મોહોનલાલ તારાચંદ
" ભાવસાર. ઝવેર પીતાંમર
" સા. વરજીવન ભુધરદાસ
" " દોલત જગજીવન
" " છોટાલાલ મગનલાલ

" " અમથાલાલ જેઠાલાલ
" " કચરા અમુલખ
" " શીવલાલ જીવણ
" " ગોપાળદાસ શંકરદાસ
" " મનસુખરામ શીવલાલ
" " ઇશ્વરલાલ ભગવાનદાસ
" " તરભોવન જગજીવનદાસ
" " ગોરધન પ્રેમચંદ
" " ઉમેદ ગુલાબચંદ
" " હરગોવંનદાસ ગોપાલદાસ
" " મોતીલાલ દલસુખરામ
" " જમનાદાસ ગોપાળદાસ
" " અંબાલાલ પાનાચંદ ગામ પાલડીવાળા
" " રાયચંદ ધનજીભાઈ

૧૪ ગામ વીસલપર

૧ સા. ફુલચંદ ગોપાલદાસ
" " મગનલાલ લખમીચંદ
" " ઉજમશી હીરાચંદ
" " ચુનીલાલ ઘહેલાભાઈ
" " ગીરધરલાલ મગનલાલ
" " જુઠાલાલ ડાહ્યાભાઈ
" ભાવસાર. ડાહ્યા અમરસી
" સા. કરમચંદ માનચંદ
" " સાંકળચંદ સુરચંદ
" " હરગોવન ધનજી
" " જીવા તારાચંદ વીરગામવાળા
" " મંગળદાસ મલુકચંદ "
" " મગનલાલ કુવરજી "

' ' ધારસી ઘહેલાભાઇ

૫ ગામ બાલા

૧ દોસી. માણેકલાલચંદ અમરચંદ

" " વેલશી બેહેચર

' ' ડાહ્યા વેલસી

' ગોસલીયા, ઊજમસી ભાઇચંદ ગામ દેદાદરા

' દોસી. પ્રેમચંદ કશાળચંદ ગામ દેદાદરાવલા

૨ ગામ વણછરા.

૧ શા. માનચંદ વીરચંદ

' ' સવચંદ વીરચંદ

૧૦ વડોદરા સેહેર.

૭ પારેખ. કેસુવલાલ સેવકરામ

૧ સા. મનસુખ લલુભાઇ

' ' કાહાનદાસ મકનદાસ

' ' દલસૂખ શીવલાલ

૨ ગામ ચોરવડોદરા.

૨ સા. ગોપાલદાસ મોંતીચંદ

૮ સુરતબંદર.

૪ ઝવેરી. ફતેભાઇ હીરાચંદ

૨ ભાવસાર. ઘહેલાભાઇ નાગરદાસ

૨ ભાવસાર. માણેકચંદ તુલજારામ

૭ ગામપૈઇજ

૨ પટેલ કાલીભાઇ રામજીભાઇ.

૧ પટેલ. ઝવેરભાઇ વસ્તાભાઈ

૧ પટેલ. વાહાલાભાઈ મકનદાસ

૧ પટેલ. બાબરભાઇ નાથાભાઈ

૧ પટેલ. લાખાભાઈ મુલજીભાઈ

૧ પટેલ. તલસીભાઈ તાપીદાસ

૩ લકતર

૧ ભાવસાર. હલુઆબા
૧ ભાવસાર. અમરસી ચકલ
૧ કોઠારી. બેહેચરધારસી ગામ તણમનીઆવાળા

૬ ગામ ઓગણ.

૩ મેહેતા. ચતુરદાસ જીવણ
૨ મેહેતા, નાહાનચંદ બેહેચર
૧ મેહેતા. નથુ કલ્યાંણજી

૪ ગામ નારદીપુર

૪ સા. કેશાવલાલ મુલચંદ

૪૫ વઢવાણ સેહેર

૧૦ સા. કેસવજી નાથા
૫ સા. હકમચંદ વેલસી
૫ દોસી. ખેમચંદ ઝવેરચંદ
૫ દોસી. છગનલાલ સોમચંદ
૫ વોહારા. મગનલાલ વીઠળદાસ
૩ સા. લધુભાઈ ધરમસી
૨ ગાંધી. ચાપસી મકંન
૨ સા. જીજીભાઇ વેલજી
૧ સા. સાંકળચંદ નાહનજી
,, વોહરા. સુદરજી કુવરજી
,, સા. ગુલાબચંદ હેમજીભાઈ
,, સંગવી. વરવા રગુ
,, દોસી નાગર તારાચંદ
,, વોહરા નરસી કુવરજી
,, દોસી હરજીવંન રતનશી
,, કોઠારી પદમસી નાહનજી

૧૦ ગામ કલોલ

૧ શા. મનસુખરામ દયાળજી
,, શા. હરગોવંનદાસ દયાળજી
,, સેઠ. જેઠાભાઇ જેયચંદ
,, સેઠ. અમથા ઉગરચંદ
,, સેઠ. મગનલાલ મુળચંદ
,, સા. જેયસંગ ડુગરસી
,, સા. તરભોવન જેયચંદ
,, સા. કીસોર જેયચંદ
,, સા. નાહનચંદ જીવા. પરાના
,, સા. કસળચંદ શામજી પરા.

૧૬ ગામકડી.

૨ ભાવસાર. માનચંદ રંગજી
૧ સેઠ. સામળદાસ કેવલદાસ
,, સા. મગનલાલ બેહેચરદાસ
,, ભાવસાર. ભુદર કુબેર
,, ભાવસાર. કચરા દવારકાદાસ
,, બાઇ. કમલી
,, ભાવસાર. મોતીરાઘે
,, ભાવસાર. જેયચંદ રતનજી
,, ભાવસાર. ડોસા પરસોતમ
,, ભાવસાર. ઇશાવર કુબેર
,, ભાવસાર. ઘેહેલા રૂગનાથ
,, કંદોઈ. મગનલાલ ઉમેદચંદ
,, દોસી. મગનલાલ ઘહેલાભાઈ
દો. લાલજી ઘેલાભાઈ
,, સા. દમોદર ત્રીભોવંનદાસ

૮ ગામ વીરમગામ

૧ સા. વરધમાન ગોવંદજી
,, સા. કસતુર ગોવંદજી
,, પટવા. છગનલાલ નાગરદાસ
,, સા. ખુશાલ વખતચંદ
,, સા. પીતાંબર છગનલાલ
,, સા. દીપચંદ ગાંગજી
,, સા. લાડકા જોઇતા
,, ભાવસાર. જવેર ડુંગર

૪૯ ગામપ્રાંતીજ

પારેખ. તુલજારાંમ જેચચંદની મારફતે
૧૧ તુલજારામ જેચચંદ
૧૦ પારેખ. દયારાંમ જેચચંદ
૩ રણછોડલાલ દીપચંદ
૨ પારેખ. હરજીવંનદાસ જેચચંદ
૨ સેઠ. રેવાંદાસ હરગોવંનદાસ
૧ સા. નરસીદાસ મંગલ
,, સા. જીવરામ મંગલ
,, સા. મગનલાલ મુળચંદ
,, સા. ગીરધર કીસોરદાસ
,, સા. સાંકળચંદ ધરમચંદ
,, સા. ડુંગરચંદ નાથા
,, સા. શીવલાલ મયારાંમ
,, સા. માનચંદ પરભુદાસ

સેઠ કેવલદાસ દલપતરામની મારફત

૨ સેઠ કેવલદાસ દલપતરામ

૧ સા. શીવલાલ મયારામ

,, સા. તુલજારામ ગીરધર

,, સા. જમનાદાસ દલપતરામ

,, સા. રણછોડ કુબેર

,, સા. લલુભાઇ નરસીદાસ

,, શેઠ. ડુંગરચંદ સુરજ

,, શેઠ. મોતીચંદ ત્રીકમદાસ

,, બાઇ [illegible]નકોર સા. ગંગાદાસ કીસોરદાસની દીકરી.

,, સા. રીખવદાસ લલુભાઇ

,, સા. જગજીવન મંગલદાસ

,, સા. પ્રેમચંદ લાલદાસ

# જાહેર ખબર*

સર્વે જૈન ધર્મી ભાઇઓને ખબર આ-
પવામાં આવેછેકે આપણા ધર્મની નીચે લખે-
લી ચોપડીઓ જેઓને જોઇએ તેઓએ કીકા
ભટની પોળમાં અમારે ઘેરથી તથા. શ્રી મુળી
મધે અમારી અફીણના ઈજારા વાળી દુકાને-
થી રોકડી કીમત મોકલી મંગાવી લેવી.

| | |
|---|---|
| " પડી કમણાસુત્ર વિધી તથા અર્થ પાટ અનેસઝાઓ વીજેરેની સહી. | ૧—૦—૦ |
| સમાયક,' વિધી તથા અર્થ અ ને અણું પૂર્વિ સહીત. | ૦—૩—૦ |
| અણુંપૂર્વિ " અથવા નવકારની ટીપ સાધવંદણા સહીત | ૦—૧—૬ |

દેશાવર વળાઓને ટપાલ ખરચ વધારે મોકલ-
વાથી તરત રવાને કરવામાં આવશે.

અમદાવાદ તા.૧૫મી માર્ચ સન ૧૮૮૬

સા. છગનલાલ બેચરદાસ